૩૧૫૦

# વ્યાકરણ.

## ગુજરાતી વ્યાકરણ કરતી વખતે ધ્યાનમાં રાખવા જોગ નિયમો.

તેની સાથે પદચ્છેદના થોડા નમુના.

---

### ગુજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ માટે.

---

બીજી આવૃત્તિ વધારા તથા સુધારા સાથે

રચનાર

હી. ખ. ધાભર.

મુંબઈ કોટની સરકારી ગુજરાતી સ્કૂલ

( નં ૧ લા ) ના હેડ માસ્તર.

મુંબઈ:

સ્ટેનડર્ડ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

૧૮૮૭.

---

કિંમત આના બે.

# વ્યાકરણ.

## ગુજરાતી વ્યાકરણ કરતી વખતે ધ્યાનમાં રાખવા જોગ નિયમો.

તેની સાથે પદચ્છેદના થોડા નમુના.

—:0:—

## ગુજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ માટે.

બીજી આવૃત્તિ વધારા તથા સુધારા સાથે

રચનાર

હો. ખ. ધાભર.

મુંબઈ કોટની સરકારી ગુજરાતી સ્કૂલ

( નં૦ ૧ લા ) ના હેડ માસ્તર.

મુંબઇ:

સ્ટેનડર્ડ પ્રીટીંગ પ્રેસમાં છાપ્યું છે.

૧૮૮૭.

કિંમત આના બે.

# પ્રસ્તાવના.

---

નિશાળોમાં શીખાતી બધી બાબતોમાં પદચ્છેદ છોકરાઓને ઘણું કઠણ લાગે છે. પણ જો શિક્ષક, પદચ્છેદ કરવામાં જે જે બાબત ધ્યાનમાં રાખવાની છે તે, છોકરાઓના મન ઉપર પેહેલાં ઠસાવે તો પછી દરેક શબ્દનું પદચ્છેદ કંઇ પણ ગુચવણ વગર તેઓ કર્યા જશે.

ડાહ્યા છોકરાએ કામ કર્યું. હવે જ્યારે કોઇ છોકરો એ શબ્દોનું પદચ્છેદ કરે તે વખતે તેને આવી રીતે સવાલ પૂછવાઃ ડાહ્યો વિશેષણ શા માટે? નર જાતિ કેમ થઇ? કર્યું ત્રીજો પુરૂષ શા માટે? કર્મણિ પ્રયોગ કેમ થયો? એનો કર્તરિ પ્રયોગ બનાવ? આ પ્રમાણે સવાલ પૂછ્યાથી છોકરાઓના મનમાં વ્યાકરણના નિયમો હમેશાં તાજા રહેશે.

આ વ્યાકરણ માટે ટેલર સાહેબના, હોપ સાહેબના, રા૦ રા૦ હરગોવીંદ તથા લાલશંકરના અને રાવસાહેબ મહિપતરામના વ્યાકરણોની મેં ઘણી મદદ લીધી છે.

હો. ખ. ધાભર.

# સાંકળિયું.

--:0:--

# ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

---

૧. ભાષા જે સ્પષ્ટ ઉચ્ચાર વડે માણસો પોતાનો મનોભાવ એક બીજાને જણાવે છે તેને **ભાષા** કહે છે.

૨. વ્યાકરણ: ભાષા કેવી રીતે શુદ્ધ બોલવી તથા લખવી તેના નિયમોને **વ્યાકરણ** કહે છે.

૩. ગુજરાતી ભાષાના વ્યાકરણના ત્રણ ભાગ છે: **અક્ષરવિચાર, શબ્દ વિચાર** અને **વાક્ય વિચાર.**

૪. આપણા મુખે કરીને જે જૂદા જૂદા અને ટુંકા ટુંકા ઉચ્ચારો થાય છે તે ઉચ્ચારોને **અક્ષર** કહે છે.

૫. એક અથવા વધારે અક્ષર સાથે આવ્યાથી કાંઇ પણ અર્થ ઉત્પન્ન થાય તેને **શબ્દ** કહે છે.

૬. એક અથવા વધારે શબ્દ મળ્યાથી પૂરો અર્થ ઉત્પન્ન થાય તેને **વાક્ય** કહે છે.

૭. ભાષામાં અક્ષર કેટલા છે તેઓ કેવી રીતે લખાય છે અને તેઓ કયાં કયાં સ્થાનથી બોલાય છે તે **અક્ષર વિચાર** શીખવે છે.

૮. શબ્દના વર્ગો, અને તેઓનાં જૂદાં જૂદાં રૂપો કેમ થાય છે તે **શબ્દ વિચાર** શીખવે છે.

૯. શી રીતે શબ્દ રચના કરી વાક્ય બનાવવું તે **વાક્યવિચાર** શીખવે છે.

---

# અક્ષર વિચાર.

૧૦. **અક્ષર વિચાર:** અક્ષરના બે ભાગ છે. **મૂળાક્ષર** અને **જોડાક્ષર.**

૧૧. મૂળાક્ષરના બે પ્રકાર છે. **સ્વર** અને **વ્યંજન.**

૧૨. **સ્વર:** જે અક્ષરોના ઉચ્ચાર બીજા અક્ષરોની મદદ વિના થઈ શકે છે તેને **સ્વર** કહે છે.

૧૩. **વ્યંજન:** જે અક્ષરોના ઉચ્ચાર સ્વરોની સહાયતા વિના થતા નથી તેને **વ્યંજન** કહે છે

૧૪. નીચેના અક્ષરો સ્વર છે —અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ. અ, ઇ, ઉ, **હ્રસ્વ** છે: અને બાકીના **દીર્ઘ** છે.

૧૫. નીચલા અક્ષરો **વ્યંજન** છે: ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, બ, ભ, મ, ય, ર, લ, વ, શ, ષ, સ, હ, ળ

ક્ષ અને જ્ઞ મૂળાક્ષરોમાં ગણ્યા છે, પણ ખરું જોતાં તેઓ જોડાક્ષર છે. **ક** અને **ષ** મળી **ક્ષ** થાય છે; અને **જ** ને ઞ મળીને **જ્ઞ** થાય છે.

૧૬. અક્ષરોનાં નીચે પ્રમાણે સ્થાન થાય છે.

કંઠસ્થાની..............ક, ખ, ગ, ઘ, ઙ, હ, અ, આ.
તાલુસ્થાની ............ચ, છ, જ, ઝ, ઞ, ય, શ, ઇ, ઈ.
મૂર્ધાસ્થાની ............ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ષ, ળ, ઋ.
દંતસ્થાની ............ત, થ, દ, ધ, ન, લ, સ.
ઓષ્ઠસ્થાની ............પ, ફ, બ, ભ, મ, ઉ, ઊ.
કંઠતાલવ્યસ્થાની ......એ, ઐ.
કંઠોષ્ઠસ્થાની ............ઓ, ઔ.
દંતોષ્ઠસ્થાની ............વ.

૧૭. સ્વરો જ્યારે વ્યંજન સાથે લખાય છે ત્યારે નીચે પ્રમાણે તેમના આકાર થાય છે. —

અની નીશાની નથી.........ક્+અ=ક.
ા કાનો ... ...............ક્+આ=કા
િ હ્રસ્વ અજ્જુ ...... ..ક્+ઇ=કિ.
ી દીર્ઘ અજ્જુ .......... ક્+ઈ=કી.
ુ હ્રસ્વ વરડું ... ..... ..ક્+ઉ=કુ
ૂ દીર્ઘ વરડું..............ક્+ઊ=કૂ.
ૃ ઋકાર ................ક્+ઋ=કૃ.
ે એક માત્ર..............ક્+એ=કે.
ૈ બે માત્ર ..... ........ક્+ઐ=કૈ.
ો માત્ર કાનો. ...... ......ક+ઓ=કો
ૌ બે માત્ર કાનો .........ક+ઔ=કૌ.
ં અનુસ્વાર ............કં.

આવી રીતે વ્યંજનો જોડાયલા હોય તો તેને **બારાખડી** કહેછે

૧૮. અક્ષરની ઉપર જે (ં) મીંડું તે **અનુસ્વાર**, અક્ષરની જમણે હાથે જે બે મીડાં તે **વિસર્ગ** કહેવાય છે. (દુ:ખ)

૧૯. ઙ, ઞ, ણ, ન, મ, અનુંનાસિક છે, કારણ કે તેમનો ઉચ્ચાર નાક વાટે થાય છે.

૨૦. બે કે વધારે અક્ષરો સાથે મળે તો તેને સંધિ કહેછે. **સંધિના ચાર પ્રકાર છે:—સ્વરસંધિ, વ્યંજનસંધિ, અનુસ્વાર સંધિ, અને વિસર્ગ સંધિ.**

સ્વરને સ્વર મળે તો **સ્વર સંધી**; જેમકે, શબ્દ+અર્થ=શબ્દાર્થ; ગંગા+ઉદક=ગંગોદક; પ્રતિ+એક=પ્રત્યેક.

વ્યંજનને વ્યંજન સાથે મળે તો **વ્યંજન સંધિ;** જેમકે, જગત્+પતિ=જગત્પતિ; અચ્+છેર=અચ્છેર.

અનુસ્વાર પછી કોઇ અક્ષર આવે તો તે બેના મળવાથી જે રૂપ થાય તેને **અનુસ્વાર સંધિ** કહેછે; જેમકે, સં+આચાર=સમાચાર; સં+તાપ=સન્તાપ.

વિસર્ગ પછી બીજો કોઇ અક્ષર આવે તો તે બેના મેળાપથી જે રૂપ બને તેને **વિસર્ગ સંધિ** કહેછે; જેમકે નિઃ+દય=નિર્દય; નિઃ+આધાર=નિરાધાર.

૨૧. જ્યારે બે અથવા વધારે વ્યંજન સાથે આવે અને તે વ્યંજનની વચ્ચે કોઇ સ્વર ન હોય ત્યારે **જોડાઅક્ષર** થાયછે. જેમ ક્ અને ક ક્ક. ક્ અને ત ક્ત, ક્ અને ર ક્ર, ત્ અને ત ત્ત, ત્ અને ન ત્ન, ત્ અને ય ત્ય, ત્ અને ર ત્ર, સ્ અને ત સ્ત, સ્ ત્ અને ર સ્ત્ર, હ્ અને ય હ્ય, ટ્ અને ઠ ટ્ઠ, પ્ અને ટ પ્ટ, ર્ અને મ ર્મ.

---

## શબ્દવિચાર.

૨૨. ગુજરાતી ભાષાના શબ્દોના મૂખ્ય પાંચ વર્ગ છેઃ **નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય.**

૨૩. **નામઃ** જે શબ્દથી પ્રાણી, વસ્તુ ગુણ વગેરે ઓળખાય તે શબ્દને **નામ** કહેછે. જેમ માણસ, ઘોડો, ચોપડી, ઘર, સુરત, વનરાજ, રતાશ, મોટાઇ વગેરે.

નામના બીજા દાખલાઃ—ખેડુત, માછલી, અનાજ, ફળ, કેરી, ભાજી, બોર, ઘી, ખાંડ, રણછોડ, તાપી, હિમાળય, વનરાજ, વાત, કાયદો, કીમત, નુકસાન, ફાયદો, ડહાપણ, વિચાર.

૨૪. **સર્વનામ:** જે શબ્દ નામને બદલે મૂકવામાં આવેછે તેને **સર્વનામ** કહેછે. જેમ તેણે પૈસા આપ્યા; હું આવું છું; તું પાઠ વાંચેછે; આ દાખલામાં તેણે, હું, તું, સર્વનામ છે.

સર્વનામના બીજા દાખલા:—હું, મને, મેં, મારે, મારાથી, મારો, મારામાં, અમે, અમને, અમારે, અમારેથી, અમારો, અમારામાં, તું, તને, તારે, તારાથી, તારો, તારામાં, તમે, તમને, તમારે, તમારાથી, તમારો, તમારામાં, તે, તેને, તેણે, તેથી, તેનો, તેમાં, તેઓ, તેમને, તેમણે, તેઓએ, તેઓને, તેઓથી, તેમનો, તેઓમાં, આપણ, આપણે, આપ, પોતે, કોણ, આ, એ, પેલો, ઓલ્યો, ફલાણો, શું, કયો, જે, કોઇ કેટલા.

૨૫. **વિશેષણ:** જે શબ્દ નામનો ગુણ બતલાવે તે શબ્દને **વિશેષણ** કહે છે, જેમ **મોટો** છોકરો; **બે** માણસ; **હુશીઆર** છોકરી.

**વિશેષણના** બીજા દાખલા:—ભલો, બીજો, ધોળું, લાલ, કાળું, નાના, ઉંચું, અભણ, સોનેરી, ઉદયોગી, ઢોંગી, સ્વાર્થી, આળસુ, મેહેનતુ, પરગજુ, એક, બે, પેહેલું, બીજું.

૨૬. **ક્રિયાપદ:** કોઇ પ્રાણી અથવા ચીજ શું કરે છે, અથવા કેવી સ્થિતિમાંછે તે જણાવનાર શબ્દને **ક્રિયાપદ** કહે છે; જેમ રાજા **બેઠો છે**; છોકરી **વાંચે છે**; ગાયે પાણી **પીધું**; હું કાલે ગામ **જઇશ.**

૨૬. ક્રિયાપદના બીજા દાખલા:—કહે, કહે છે, કહ્યું, કહેશે, કર, કરે છે, કર્યું, કરશે, ખા, ખાયછે, ખાધું, ખાશે, કાઢ, કાઢેછે, કાઢયું, કાઢશે, વાંચ, વાંચેછે, વાંચ્યું, વાંચશે, કુદ, કુદેછે, કુદયું, કુદશે, થા, થાયછે, થયું, થશે, રહે, રહેછે, રહ્યું, રહેશે, આવ, આવેછે, આવ્યું, આવશે.

૨૭. **અવ્યય:** જે શબ્દના રૂપમાં કાંઇ ફેરફાર થતો નથી (એટલે જે શબ્દને જાતિ વિભક્તિ અથવા વચન લાગતું નથી,) તેને

**અવ્યય** કહે છે; જેમ, અથવા, પણ, ને, અને, સારૂં, માટે, ના, નહીં, રે, ઓહો, અરે, ગરજી, આગળ, નહીંતો, કેમકે, કદાચ, એટલે, અગરજો, કે, જે, તો, જો, અગર, પરંતુ, રખેને, તોપણ, કારણકે, વળી, વાસ્તે, અગાઉ, અંદર, આગળ, ઉપર, કને, ગમ, ગોડે, તરફ, નીચે, પુઠે, પાછળ, પાસે, પેહેલાં, બાહાર, વતી, કરતાં, વડે, લીધે, કરીને, બદલે, હમણા, અત્યારે, ક્યારે, જ્યારે, ત્યારે, હવે, હમેશાં, આજ, પછી, હજી, તરત, પ્રથમ, આખરે, રોજ, નિત્ય, વારંવાર, ત્યાં, જ્યાં, ક્યાં, હાં, આમ, તેમ, એમ, જેમ, કેમ.

૨૮. નામ ત્રણ જાતનાં છે: **વિશેષનામ, સામાન્યનામ** અને **ભાવવાચકનામ.**

૨૯. **વિશેષનામ:** ચોકસ જગ્યા અથવા ચોકસ માણસને જે નામ આપેલું હોય તેને **વિશેષનામ** કહે છે. વિશેષનામમાં માણસનાં, ખંડ, શેહેર, દેશ, ગામ., પાહાડ, નદી, તાપુનાં નામ (નકશામાં જે નામો આવેલાં હોય તે) અને કોઇ ચીજનાં અથવા પ્રાણીનાં ખાસ નામ આવે છે; જેમ નરોતમ, કાવસજી, એશિયા અમદાવાદ, ગીરનાર તાપી, કોહીનુર.

૩૦. **સામાન્યનામ:** એક વર્ગની કોઇ પણ ચીજને જે નામ લાગે તે **સામાન્યનામ** છે; જેમ, શેહેર, બ્રાહ્મણ, માણસ, હીરો, વડ, ઘોડો, ફળ, ગગન વગેરે. (જે નામને હાથ લગાડી શકીએ અથવા જોઇ શકીએ તેને સામાન્યનામ કહે છે.)

૩૧. **ભાવવાચક:** ગુણના જે નામો અથવા જે નામો આપણે જોઇ શકતા નથી અથવા હાથ લગાડી શકતા નથી તે **ભાવવાચક-નામ છે;** જેમ મીઠાશ, મોટાઇ, રતાશ, શુરાતન, વિદ્યા, મદદ, માર, ખપ વગેરે.

જે નામને પણ કે પણું લાગેલો હોય તો તે નામ ઘણાખરા ભાવવાચક છે:—ગાંડાપણ, શાણપણ, મોટપણ, ડહાપણ, સગપણ, ઘડપણ, દાસપણું, કવિપણું, જંગલીપણું.

૩૨. નામને જાતિ વિભક્તિ અને વચન લાગે છે.

—:o:—

## જાતિ.

૩૩. જાતિ ત્રણ છે **નરજાતિ, નારીજાતિ,** અને **નાન્યતરજાતિ.**

૩૪. નરજાતિ: જે નામ નરની પેઠે બોલાય, અથવા જેને કેવો કે કેવા લાગે છે તે **નરજાતિ** છે. જેમ છોકરો, પાડ, વાઘ, કુવો, હુકમ, ધર્મ, રાજા, લાડુ, ખડીઓ. બો, ગડગડાટ, માગ, માગશર, હિમાળય. બાપ, માળી.

૩૫. **નારીજાતિ:** જે શબ્દ નારી અથવા સ્ત્રીની માફક બોલાય અથવા જેને કેવી લાગે તે **નારીજાતિ** છે જેમ વાડી, કેરી, ચોપડી, વીજળી, શીખામણ, જુ, વાત, ગંગા, ગાય, લેખણ, માયા, જળો, સાંજ, તાપી, પૃથ્વી, પ્રજા, સસ્તા, ગડબડ.

૩૬. **નાન્યતરજાતિ:** જે શબ્દ નર અથવા નારીજાતિનો ન હોય અથવા જેને કેવું કે કેવાં લાગે તે **નાન્યતરજાતિ** છે. જેમ, જંગલ, મેદાન, જનાવર, છોકરૂં, છાપરૂં, ડહાપણ, લીંબુ, પશુ, અમદાવાદ, ઘી, મરી, મહો.

૩૭. ઘણું કરીને જે નામને છેડે **ઓ** હોય તે નરજાતિ, જેને છેડે ઈ હોય તે નારીજાતિ, અને જેને છેડે ઉં લાગે તે **નાન્યતરજાતિ** છે.

૩૮. **સામાન્યજાતિ:** જે શબ્દની જાતિ નર, નારી, કે નાન્યતર નહીં માલમ પડે તો તેની સામાન્યજાતિ કરવી; જેમ હું તને રૂપીઓ આપું છું, કોઇ આવે છે; આ દાખલામાં હું, તને, કોઇ સામાન્યજાતિમાં છે.

——:0:——

## વચન.

૩૯. વચન બે છે: **એકવચન** અને **બહુવચન.**

૪૦. **એકવચન:** જે શબ્દમાં એકપણાનો અર્થ હોય અથવા એકજ ચીજ બતાવે તે એક વચન છે. જેમ, છોકરો, ચોપડી, ઘડીઆળ.

૪૧. **બહુવચન:** જે શબ્દમાં એક કરતાં વધારે ચીજનો અર્થ આવે છે, અથવા જે શબ્દ એક કરતાં વધારે ચીજ દેખાડે છે તે બહુ વચન છે; જેમ છોકરાઓ, ચોપડીઓ, ઘડીઆળો.

૪૨. નરજાતિના જે નામને છેડે ઓ કે યો આવે છે તો ઓ અને યો બહુવચનમાં આ કે યા થાય છે; જેમ છોકરો—છોકરા કે છોકરાઓ, ઘોડો—ઘોડા કે ઘોડાઓ, બળદિયો—બળદિયા.

૪૩. નાન્યતરજાતિના નામને છેડે ઉં આવેલો હોય તો તેનું બહુવચન આં થી થાય છે. જેમ ઇંડું ઇંડાં, છોકરૂં છોકરાં, કુતરૂં કુતરાં.

૪૪. જે નામને છેડે ઇ આવે તો તેનું બહુવચન ઓ ઉમેરવાથી થાય છે; જેમ હાથી હાથીઓ, માળી માળીઓ.

૪૫. વાળ, દાણા, પાણી, રૂ, સોનું, રૂપું, ડહાપણ, નીતિ, ઇચ્છા વગેરે નામો એક વચનમાંજ વપરાય છે; પણ જ્યારે પદાર્થની જૂદી જૂદી જાતો દેખાડવી હોય તો ઉપલાં નામો બહુવચનમાં આવે છે; જેમ મેં બે કુવાનાં પાણી પીધાં.

૪૫. મરી, તલ, ઘઊં, મગ, અડદ, ફાંફાં વગેરે નામો બહુ વચનમાંજ રહે છે.

——:०:——

## વિભકિત.

૪૬. **વિભકિત**: વાક્યમાં દરેક શબ્દ એકબીજાની સાથે જે સંબંધ રાખે છે ને તે સંબંધ જે પ્રત્યયથી જણાય છે તે પ્રત્યયને **વિભકિત** કહે છે.

શબ્દની જમણે હાથે એક અથવા વધારે અક્ષર મૂકવામાં આવે છે તેને **પ્રત્યય** કહે છે: ઘરમાં, છોકરાને, એ શબ્દોમાં માં, ને પ્રત્યય છે.

શબ્દની ડાબે હાથે એક કે વધારે અક્ષર મૂકવામાં આવે તે **ઉપસર્ગ** કહેવાય છે: ગેર હાજર, એમાં ગેર ઉપસર્ગ છે.

૪૮, વિભકિત સાત છે: પેહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી.

૪૯. પેહેલી વિભક્તિનો પ્રત્યય કાંઇ નથી.
બીજીનો પ્રત્યય ને.
ત્રીજીનો પ્રત્યય એ.
ચોથીનો પ્રત્યય ને.
પાંચમીનો પ્રત્યય થી, થકી.
છઠ્ઠીનો પ્રત્યય નો, ની, નું, ના, નાં.
સાતમીનો પ્રત્યય માં અને એ.

સાતમી વિભક્તિનો પ્રત્યય એનો અર્થ ઉપર, આગળ, માં, થતો હોય તો તે નામની વિભક્તિ સાતમી કરવી; નહીંતો ત્રીજી કરવી; જેમ, રાજા ગાદીએ બેઠો; તે ઘોડે બેસી આવ્યો; વીજલી બારીએ ઉભી હતી; તે ચીજ ઘણે ઠેકાણે મળેછે.

બીજીનો પ્રત્યય **ને** છે અને ચોથીનો પ્રત્યય પણ **ને** છે, માટે જે નામને **ને** લાગેલો હોય તે નામની પછી માટે, કાજે, વાસ્તે, સારૂ, લીધે, એવા શબ્દ આવ્યા હોય તો તે નામની ચોથી વિભક્તિ કરવી: જેમ, રંગોકને માટે ચોપડી લાવજો; મેહેતાજીએ છોકરાને સારૂ કલમ આણી.

૫૦. નામને એકવચન અને બહુવચનમાં વિભક્તિના પ્રત્યય આ પ્રમાણે લાગેછે:—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી વિ૰ | ચોપડી. | ચોપડીઓ. |
| ૨ જી વિ૰ | ચોપડીને. | ચોપડીઓને. |
| ૩ જી વિ૰ | ચોપડીએ. | ચોપડીઓએ. |
| ૪ થી વિ૰ | ચોપડીને. | ચોપડીઓને. |
| ૫ મી વિ૰ | ચોપડીથી. | ચોપડીઓથી. |
| ૬ ઠ્ઠી વિ૰ | ચોપડીનો, ની, નું, ના, નાં. | ચોપડીઓનો, ની નું, ના, નાં. |
| ૭ મી વિ૰ | ચોપડીમાં. | ચોપડીઓમાં. |

૫૧. એક આઠમી વિભક્તિ છે જેને **સંબોધન** કહેછે. એ વિભક્તિ જ્યારે કોઈને નામ દઈ બોલાવતા હોઈએ ત્યારે વપરાય છે. જેમ, **ઈશ્વર** અખૂટ દોલત અને આપજો; **છોકરા,** થોડું પાણી લાવ; **ભાઈ,** કેમ રડેછે; સારૂં થયું કે તેં એ વાત કાઢી **બેટા;** ઉમરાઓએ એને કહ્યું કે **સાહેબ,** એમને છોડવા ન જોઈએ; ન્યાયાધીશે કહ્યું, **કુંવરજી** આવી બેઅદબી ને તોફાન અહીંઆં આપને કરવું ન ઘટે.

---

## સર્વનામ.

૫૨. **સર્વનામ:** જે શબ્દ નામને બદલે મૂકવામાં આવે છે, તે શબ્દને **સર્વનામ** કહે છે.

૫૩. સર્વનામના પાંચ વર્ગ કર્યા છે: **પુરૂષ સર્વનામ, દર્શક સર્વનામ, પ્રશ્નાર્થક સર્વનામ, સંબંધી સર્વનામ** અને **સામાન્ય કે અનિશ્ચિત સર્વનામ.**

૫૪. **પુરૂષ સર્વનામ:** હું, તું, તે.
૫૫. **દર્શક સર્વનામ:** આ, એ, પેલો, ઓલ્યો, તે.
૫૬. **પ્રશ્નાર્થક સર્વનામ:** કોણ, કયો, શું.
૫૭. **સંબંધી સર્વનામ:** જે, તે.

૫૮. **સામાન્ય સર્વનામ:** કોઇ, કોઈએક, કંઇ, હરકોઇ, અમુક, ફલાણું, હરેક, દરેક, સર્વ, સહુ, કેટલા, સઘળા, બધું.

૫૯. હું પેહેલો પુરૂષ સર્વનામ, તું બીજો પુરૂષ સર્વનામ, તે ત્રીજો પુરૂષ સર્વનામ છે. બોલનાર માણસ પોતાને માટે જે સર્વનામ વાપરે તે પેહેલો પુરૂષ કહેવાય છે; બોલનાર માણસ વાત સાંભળનાર માણસને માટે જે સર્વનામ વાપરે તે બીજો પુરૂષ સર્વનામ છે; બોલનાર માણસ બીજા કોઇ પુરૂષ અથવા ચીજ વિશે બોલતો હોય અને તેને માટે જે સર્વનામ વાપરે તે ત્રીજો પુરૂષ સર્વનામ છે.

૬૦. સર્વનામનાં રૂપ (એટલે સર્વનામને એકવચન અને બહુ વચનમાં સાતે વિભક્તિ લગાડવી.)

પેહેલો પુરૂષ હું.

| વિ૦ | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | હું | અમે, અમો, આપણે. |
| ૨. | મને, મુજને, મારે | અમને, અમોને, અમારે, આપણને. |
| ૩. | મેં મારે | અમે, અમોએ, અમારે, આપણે. |
| ૪. | મને, મુજને, મારે | અમને, અમારે, અમોને, આપણને. |
| ૫. | મારાથી, મુજથી | અમારાથી, અમોથી, આપણાથી. |
| ૬. | મારો, રી, રૂં, રા, રાં | અમારો, રી, રૂં, રા, રાં, આપણો, ણી, ણું, ણા, ણાં. |
| ૭. | મારામાં, મુજમાં | અમારામાં, આપણામાં. |

૬૧. બોલનાર માણસ પોતાની સાથેના બીજાં માણસને પણ સામેલ કરીને બોલે છે ત્યારે આપણ અથવા આપણેનું રૂપ વાપરવામાં આવે છે.

૬૨. બીજો પુરૂષ તું.

| વિ૦ | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | તું. | તમે, તમો, આપ. |
| ૨. | તને, તારે, તુજને. | તમને, તમારે, આપને. |
| ૩. | તેં તારે. | તમે, તમારે, આપે. |
| ૪. | તને, તારે, તુજને. | તમને, તમારે, આપને. |
| ૫. | તારાથી, તુજથી. | તમારાથી, આપથી, |
| ૬. | તારો. રી, રૂં, રા, રાં, તુજ | તમારો. રી, રૂં. રા, રાં. આપનો. |
| ૭. | તારામાં, તુજમાં | તમારામાં, આપમાં. |

૬૩. મોટા માણસની સાથે વાત કરવામાં તમને બદલે આપ શબ્દ વાપરવામાં આવે છે.

૬૪. ત્રીજો પુરૂષ તે.

| વિ૦ | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | તે | તેઓ, તે. |
| ૨, | તેને. | તેઓને, તેમને. |
| ૩. | તેણે. | તેઓએ, તેમણે. |
| ૪. | તેને. | તેઓને, તેમને. |
| ૫. | તેથી. | તેઓથી, તેમનાથી. |
| ૬. | તેનો, ની, નું, ના, નાં. | તેઓનો, તેમનો, ની, નું, ના, નાં. |
| ૭. | તેમાં. | તેઓમાં, તેમનામાં. |

૬૫. પોતે **સ્વાર્થ સર્વનામ** છે; એકવચન અને બહુવચનમાં એનાં રૂપ સરખાં છે; અને નીચે પ્રમાણે વિભક્તિ લાગે છે:—

૬૫. **પોતેનાં** રૂપ.

વિ૦

૧. પોતે.

૨. પોતાને.

૩. પોતે.

૪. પોતાને.

૫. પોતાથી.

૬. પોતાનો, ની, નું, ના નાં.

૭. પોતામાં

૬૬. કોણનાં રૂપ.

વિ૦

૧. કોણ.

૨. કોણને, કોને, કેને.

૩. કોણે, કેણે.

૪. કોણને, કોને, કેને.

૫. કોણથી, કોનાથી, કેનાથી.

૬. કોણનો, કોનો, કેનો.

૭. કોણમાં, કોનામાં, કેનામાં.

૬૭. શું નાં રૂપ.

વિ૦

૧. શું, શો.

૨. શાને, શેને.

૩. શાણે, શેણે.

૪. શાને, શેને.

૫. શાથી, શેથી.

૬. શાનો, શેનો.

૭. શામાં, શેમાં.

૬૮. કોઇનાં રૂપ.

વિ૦

૧, કોઇ.

૨. કોઇને.

૩. કોઇએ.

૪. કોઇને.

૫. કોઇથી.

૬. કોઇનો.

૭. કોઇમાં.

**૬૯. શું નું બહુવચન શાં થાય છે; અને શોનું બહુવચન શા થાય છે.**

**કોઇનાં રૂપ બંને વચનમાં સરખાં છે.**

૭૦. જે તથા તેનાં રૂપ.

| વિ૰ | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | જે. | જેઓ, જે. |
| ૨. | જેને | જેઓને, જેમને. |
| ૩. | જેણે | જેઓએ, જેમણે |
| ૪. | જેને | જેઓને, જેમને |
| ૫. | જેથી | જેઓથી, જેમનાથી. |
| ૬. | જેનો | જેઓનો, જેમનો. |
| ૭ | જેમાં | જેઓમાં, જેમનામાં. |

૭૧. બીજાં સર્વનામને એજ પ્રમાણે વિભક્તિ લગાડવામાં આવે છે.

૭૨. દર્શક સર્વનામ, પ્રશ્નાર્થક સર્વનામ, સંબંધી સર્વનામ, અને સામાન્ય સર્વનામની પાસે જો નામ આવે તો દર્શક, પ્રશ્નાર્થક, સંબંધી કે સામાન્ય વિશેષણ કરવું. જેમ એ છોકરો, કયો છોકરો, જે છોકરો, કેટલા છોકરા.

૭૩. સર્વનામ જે નામને બદલે મૂકવામાં આવે તે નામની જાતિ અને વચન તે સર્વનામને લાગે છે.

૭૪. **પોતે, આપણે, તમે, અમે,** એ સર્વનામોની પેહેલી તથા ત્રીજી વિભક્તિ સરખીજ છે; માટે એ સર્વનામની વિભક્તિ જાણવી હોય તો તે સર્વનામને બદલે કોઇ નામ મૂકી જોવું, અને તે નામ જે વિભક્તિમાં બરાબર વાક્યમાં બોલાય તો તે વિભક્તિ એ સર્વનામની કરવી. જેમ **આપણે** કામ કર્યું; જો એમાં આપણેને બદલે કોઇ નામ મૂકીએ તો છોકરાઓએ કામ કર્યું એમ બરાબર વાક્ય બોલાય છે; છોકરાઓ કામ કર્યું એમ બોલાતું નથી; માટે આપણે ત્રીજી વિભક્તિ છે. **આપણે** બોલ્યા, એમાં છોકરાઓ બોલ્યા એમ બરાબર બોલાય છે;

અને છોકરાઓએ બોલ્યા એમ બોલાતું નથી, માટે આપણે પેહેલી વિભક્તિ છે. **પોતે** કે **તમે** કામ કર્યું; એમાં છોકરાઓએ કામ કર્યું બોલાય છે માટે પોતે અને તમે ત્રીજી વિભક્તિમાં છે.

૭૫. દર્શક સર્વનામ આ, એ, તે, ઉપરથી આવો, એવો, તેવો, આવડો, એવડો, તેવડો, આટલો, એટલો, તેટલો એવાં રૂપ થાય છે એ રૂપો ઘણુંખરાં વિશેષણ રૂપે વપરાય છે. સંબંધી સર્વનામ જે ઉપરથી જેવું, જેવડું, જેટલું, એવાં રૂપ થાય છે; એ સર્વનામની પછાડી દર્શક સર્વનામ તેવું, તેવડું, તેટલું, અનુક્રમે આવે છે.

---

## વિશેષણ.

૭૬. જે શબ્દ નામના ગુણ, સંખ્યા વગેરે બતાવે છે તેને વિશેષણ કહે છે. જેમ ડાહ્યો છોકરો. પાંચ છોકરા; સાતમી ચોપડી, એમાં ડાહ્યો ગુણ વિશેષણ ને પાંચ સંખ્યા વિશેષણ છે, અને સાતમી સંખ્યા અનુક્રમવિશેષણ છે.

૭૭. વિશેષણ જે નામનો ગુણ બતાવે તે નામ તેનું વિશેષ્ય કહેવાય છે. જેમ ડાહ્યો છોકરો અને પાંચ છોકરા; એમાં છોકરો અને છોકરા વિશેષ્ય છે.

૭૮. વિશેષણ જે નામનો ગુણ બતાવે તે નામની એટલે તેના વિશેષ્યની જાતિ, વિભક્તિ અને વચન વિશેષણને લાગે છે. જેમ વીજળી કરીને તેની મોટી બેન હતી, એમાં મોટી નારીજાતિ, પેહેલી વિભક્તિઅને એક વચનમાં છે.

૭૯. વિશેષણ ઘણુંખરું નામની પેહેલાં મૂકવામાં આવે છે, પણ કોઈ વેળા વિશેષણ જે નામનો ગુણ બતાવે તે નામથી ઘણું દૂર મૂકવામાં આવે છે: જેમ ઠાકોરે **આ બધી** વાત સાંભળી; એ બાદ-

શાહ રાણુમાં **શૂરો** હતો; મહમૂદની જોડે આવેલા મુસલમાન **જબરા** અને **લાલચોળ** હતા.

૮૦. જ્યારે જૂદી જૂદી જાતિનાં વિશેષ્ય આવે છે ત્યારે વિશેષણ અથવા તેમને બદલે જે સર્વનામ આવે તે નાન્યતર જાતિમાં હોય છે. જેમ મારી પાસે એક સસલો, બે કુતરી અને એક મેંડું છે. તેઓ એક બીજા સાથે ઘણી ગમત કરે છે; અને ઘણાં **માયાળુ** છે. એમાં તેઓ, અને માયાળુ નાન્યતર જાતિમાં છે.

૮૧. વિશેષણ સર્વનામનો ગુણ બતાવે ત્યારે તે સર્વનામની જાતિ વિભક્તિ અને વચન તે વિશેષણને લાગે છે: જેમ તે પૈસાનો લોભી હતો. એ ઘણો પાપી હતો.

૮૨. જ્યારે બે વિશેષણ સાથે આવે અને જો પહેલું વિશેષણ બીજા વિશેષણનો ગુણ બતાવે તો પહેલું વિશેષણ ક્રિયાવિશેષણ અવ્યય કરવું. જેમ ત્યાં **ઘણું** મોટું તલાવ છે; તે છોડી **થોડી** હુશિઆર નથી.

૮૩. જ્યારે બે વિશેષણ સાથે આવે અને જો બન્ને વિશેષણ નામનોજ ગુણ બતાવે તો બન્ને વિશેષણને વિશેષણજ કરવાં. જેમ, તેને બદલે બીજા ઘણા શત્રુ ઉભા થયા; એક ડાહી સ્ત્રીએ રાજનું રક્ષણ કર્યું; એક તુટેલું મોટું તળાવ ત્યાં છે.

૮૪. જ્યારે વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે ત્યારે ક્રિયાવિશેષણ અવ્યય કરવું. જેમ, મને હિસાબ કરવા **બહુ** ગમે છે; ખરાદી લાકડાનાં રમકડાં સંઘાડા ઉપર ચડાવીને **સાફ** ઉતારે છે.

૮૫. જ્યારે વિશેષણ હો, ક્રિયાપદના ધાતુની સાથે આવે ત્યારે તે વિશેષણ વિશેષણજ થાય છે. જેમ, અસલના હિંદુ પૈસે **ટકે** સુખી હતા.

---

# ક્રિયાપદ.

૮૬. કોઇ પ્રાણી અથવા ચીજ શું કરે છે, અથવા કેવી સ્થિતિમાં છે તે જણાવનાર શબ્દને **ક્રિયાપદ** કહે છે. જેમ તે પૈસા **આપે છે; હું બેઠો; છોકરો જાય છે.**

૮૭. ક્રિયાપદના મૂળને **ધાતુ** કહે છે; જેમ કર, **જા,** બેસ, લખ. ધાતુ ઉપરથી ક્રિયાપદનાં જૂદાં જૂદાં રૂપ બને છે; જેમ લખ ઉપરથી લખુંછું લખતો લખીએ વગેરે.

૮૮. બીજા પુરૂષના એકવચનમાં અનિયમિત વર્ત્તમાન કાળમાં આજ્ઞાર્થે જે ક્રિયાપદનું રૂપ બોલાય તેજ ગુજરાતીમાં ક્રિયાપદનો ધાતુ જાણવો. જેમ તું ખા, તું કર, તું બેસ.

૮૯. કર્ત્તા: ક્રિયા અથવા કામના કરનારને કર્ત્તા કહે છે; જેમ છોકરાએ નેતર વાળી, એમાં વાળવાનું કામ છોકરાએ કર્યું માટે છોકરાએ કર્ત્તા છે.

૯૦. **કર્મ:** કર્ત્તા જે પ્રાણી અથવા વસ્તુ ઉપર પોતાનું કામ લાગુ પાડે છે તે પ્રાણી અથવા વસ્તુને કર્મ કહે છે; જેમ છોકરાએ નેતર વાળી; એમાં વાળવાનું કામ નેતર ઉપર થયું માટે નેતર કર્મ છે.

૯૧. ધાતુના મુખ્ય ભાગ બે છે: **અકર્મક ને સકર્મક.**

૯૨. જ્યારે કર્ત્તા પોતાનું કામ બીજાં પ્રાણી અથવા વસ્તુ ઉપર લાગુ પાડતો નથી પણ પોતા ઉપરજ લાગુ પાડેછે ત્યારે ક્રિયાપદ અકર્મક કહેવાય છે, જેમ છોકરો બેસે છે; પથ્થર પડ્યો.

૯૩. જ્યારે કર્ત્તા પોતાનું કામ બીજાં પ્રાણી અથવા વસ્તુ ઉપર લાગુ પાડે છે ત્યારે ક્રિયાપદ સકર્મક કહેવાય છે; જેમ છોકરો નેતર વાળે છે; હું કલમ ઘડું છું; તેણે ચોપડી વાંચી.

૮૪. કોઈ ક્રિયાપદ સકર્મક છે કે અકર્મક છે એ પારખવું હોય તો, એમાં ક્રિયાપદનો ધાતુ શોધી કાઢવો, પછી ધાતુને **નાર પ્રત્યય** લગાડવો, અને પછી કોણ સવાલ પુછવો; પછી તેજ ધાતુને **વાનું** પ્રત્યય લગાડવો અને શું સવાલ પુછવો. જો કોણ અને શું ના જવાબ જુદા જુદા આવે તો ક્રિયાપદ સકર્મક જાણવું; અને કોણ તથા શું ના જવાબ એકજ અથવા તેજ આવે તો અકર્મક જાણવું. જેમ છોકરો પાઠ લખે છે, એમાં ક્રિયાપદનો ધાતુ લખ એ ધાતુને નાર પ્રત્યય લગાડવાથી લખનાર થયો, હવે કોણનો સવાલ પુછવો, લખનાર કોણ? જવાબ છોકરો, એજ ધાતુને વાનું પ્રત્યય લગાડવો તો લખવાનું થયું, પછી શું નો સવાલ પુછવો તો લખવાનું શું? તો જવાબ પાઠ આવ્યો; કોણ તથા શું નો જવાબ જુદા જુદા આવ્યા માટે સકર્મક ક્રિયાપદ થયો. હરી દોડે છે એમાં પણ ઉપર પ્રમાણે સવાલ પુછવા, જેમ દોડનાર કોણ, હરી; દોડવાનું શું તો હરી; એમાં કોણ તથા શું નો જવાબ એકજ આવ્યો તેથી ક્રિયાપદ અકર્મક છે.

૮૫. કોણનો જે જવાબ આવે તે કર્તા, અને શુંનો જે જવાબ આવે તે કર્મ.

૮૬. સકર્મક ક્રિયાપદના ધાતુઃ કહે, કથ, કર, કાઢ, ખા, ખાંડ, ખેંચ, ગણ, ગોખ, ઘસ, ચાવ, ચીપ, ચૂક, છાપ, છોડ, છોલ, જાણ, જીત, જો, તોલ, દળ, દાબ, દે, દેખ, ધડ, ધાર, નાખ, પરોવ, પાથર, પી, પીરસ, ફેરવ, બાંધ, ભણાવ, ભરડ, ભુળ, માન, રાંધ, લખ, લે, વહેંચ, વહેર, વાપર, વાંચ, વેચ, શીવ, સડે, સાંધ, સાંભળ, આંક, ઉરાડ.

૮૭. અકર્મક ક્રિયાપદના ધાતુઃ કકળ; કુદ, કોહો, ખળ, ખર, ખસ, ગર, ચડ, ચલક, ચાલ, છ, જનમ, જંપ, જા, ઠર, ડુબ, તપ, તર, થા, દમ, દખ, દીપ, દુખ, ધસ, નહા, નાસ, નીકળ, પડ, પ્રકાશ, ફર, બચ, બીહ, બેસ, ભટક, ભમ, ભળ, મળ, મર, રમ, રહે, રખડ.

રઝળ, રે, વરસ, વળગ, સડ, સુ. શરમા, બીંડ, હો, આવ, ઉછળ, ઉતર, ઓળખ.

૯૮. જ્યારે ક્રિયાપદનો કર્તા જણાતો **નથી** ત્યારે ક્રિયાપદ **ભાવકર્તૃક** કે અકર્તૃક કહેવાય છે. જેમ બેન બેનને બનતું નથી, મને પેટમાં દુખે છે.

૯૯. કેટલાંક ક્રિયાપદને બે કર્મ હોય છે; એક **કર્મને ઉપસ્થ** કર્મ અને બીજાને **અનુપસ્થ** કર્મ કહે છે. જે કર્મને **ને** લાગેલો હોય તેને અનુપસ્થ કર્મ સમજવો. જેમ હું તને પૈસા આપું છું, એમાં તને અનુપસ્થ કર્મ છે; અને પૈસા ઉપસ્થ (ખરું) કર્મ છે.

૧૦૦. ક્રિયાપદને ભેદ, અર્થ કાળ, પુરુષ જાતિ, અને વચન લાગેછે, (વિભક્તિ લાગતી નથી.)

## ભેદ.

૧૦૧. ભેદ ત્રણ છે. **મૂળભેદ, સહ્યભેદ, પ્રેરકભેદ.**

૧૦૨. **મૂળભેદ:** ક્રિયાપદના ધાતુને કાળ વગેરેના પ્રત્યય લાગીને જે રૂપ થાય છે તેને મૂળભેદના ક્રિયાપદ કહે છે. જેમ લખે છે, કર્યું, લખશે, સાંભળવું.

૧૦૩. **સહ્યભેદ:** મૂળ ધાતુના આકારમાં કાંઇ ફેરફાર થઇને જે રૂપ થાયછે તેને સહ્યભેદ કહે છે. જેમ લખાય, લખાઇ, લખાયું, કરાયું, સંભળાયું.

૧૦૪. ક્રિયાનો કરનાર પેહેલી કે ત્રીજી વિભક્તિમાં હોય તો ક્રિયાપદ મૂળભેદનું સમજવું. જેમ હું વાંચુંછું, તેણે વાંચ્યું.

૧૦૫. ક્રિયાનો કરનાર પાંચમી વિભક્તિમાં હોય ત્યારે ક્રિયાપદ સહ્યભેદનું જાણવું, જેમ મારાથી વંચાયું.

૧૦૬. મૂળભેદ ઉપરથી સહ્યભેદ નીચે પ્રમાણે થાય છે:—
(૧) વ્યંજનાંત ધાતુને છેડે આ ઉમેર્યાથી, જેમ લખ લખા: કર કરા: એવા ધાતુના પેહેલા અક્ષરમાં જો આ આવે તો તે જઇને અ થાય છે; જેમ માર મરા, જાળવ જળવા, નાંખ નંખા.

(૨) સ્વરાંત છેડાના ધાતુને અંતે સહ્યભેદમાં વા વધે છે. જેમ ખા ખાવા, પી પીવા, જો જોવા.

**પ્રેરકભેદ:** વ્યંજનાત છેડાને આવ ને આડ આવે છે. સ્વરાંતમાં વાડ આવે છે. જેમ લખવું લખાવ, ખા ખવાડ,

મૂળ ભેદ ઉપરથી પ્રેરકભેદ તથા સહ્યભેદ થાય છે તેના દાખલા: —

| **મૂળભેદ.** | **સહ્યભેદ.** | **પ્રેરકભેદ.** |
|---|---|---|
| પડ. | પડા. | પડાવ. |
| દબ. | દબા. | દબાવ. |
| ઉકળ. | ઉકળા. | ઉકળાવ. |
| ઠર. | ઠરા. | ઠરાવ. |
| ફર. | ફરા, ફેરવા. | ફેરવ. |
| ભર. | ભરા, ભેરવા. | ભેરાવ. |
| કર. | કરા. | કરાવ. |
| પરણ. | પરણા. | પરણાવ. |
| દળ. | દળા. | દળાવ. |
| આપ. | અપા. | અપાવ. |
| આંક. | અંકા. | અંકાવ. |
| રાખ. | રખા. | રખાવ. |
| ધાવ. | ધવા. | ધવાડ. |
| ગા. | ગવા. | ગવાડ, ગવરાવ.* |
| ખા. | ખવા. | ખવાડ, ખવરાવ. |

| મૂળભેદ. | સહ્યભેદ. | પ્રેરકભેદ. |
| --- | --- | --- |
| શીવ. | શીવા. | શીવાડ, શીવરાવ. |
| વાગ. | વગા. | વગરાવ, વગાડ. |
| લે. | લેવા. | લેવાઢ, લેવરાવ. |
| કહે. | કહેવા. | કહેવાડ, કહેવરાવ. |
| જો. | જોવા. | જોવાડ, જોવરાવ. |
| ધો. | ધોવા. | ધોવાડ, ધોવરાવ. |

**અર્થ.**

૧૦૭. **અર્થ:** કોઇ ક્રિયા થતાં કહેનારના ભાવ શું છે અથવા બોલનાર જે બોલેછે તે નિશ્ચય જાણીને બોલે છે કે મનમાં સંદેહ રાખીને બોલે છે. કે હુકમના રૂપમાં બોલે છે તે ક્રિયાપદનો અર્થ કહેવાય છે.

૧૦૮. ક્રિયાપદના અર્થ ત્રણ કર્યા છે: **નીશ્ચયાર્થ, આજ્ઞાર્થ, અને સંકેતાર્થ.**

૧૦૯. **નિશ્ચયાર્થ:** બોલનાર કોઇ કામ વિષે બોલેછે, એટલે તે માત્ર થઇ ગયું, થાય છે, કે થશે એટલુંજ જણાવે છે ત્યારે જે ક્રિયાપદનાં રૂપ વપરાય છે તેને નિશ્ચયાર્થનાં સમજવાં: જેમ મેં વાંચ્યું, હું વાંચું છું, હું વાંચીશ.

૧૧૦. **આજ્ઞાર્થ:**—જ્યારે બોલનાર હુકમના રૂપમાં બોલે છે ત્યારે ક્રિયાપદ આજ્ઞાર્થ રૂપનાં કહેવાય છે. જેમ તું વાંચ, વાંચો, તમે વાંચજો.

૧૧૧. **સંકેતાર્થ**—જ્યારે બોલનાર મનમાં કાંઇ સંદેહ રાખીને બોલે છે ત્યારે ક્રિયાદ સંકેતાર્થ રૂપનાં સમજવાં; એ ક્રિ[illegible] જો, તો, પણ વગેરે અવ્યયથી ઓળખાય છે. જેમ તમે વાંચશો તો ફાયદો થશે; મેં લખ્યું હોત પણ કલમ ભાગી ગઇ.

—:0:—

## ક્રિયાનાથ.

૧૧૨. **ક્રિયાનાથ:** જે શબ્દ પ્રમાણે ક્રિયાપદ જાતિ, પુરૂષ, અને વચનમાં ફરે છે તે શબ્દને ક્રિયાનાથ કહે છે. જેમ છોકરી આવી; રાજાએ ગાદી લીધી, તેનાથી જવાયું. પેહેલા દાખલામાં છોકરી ક્રિયાનાથ છે, બીજા દાખલામાં ગાદી અને ત્રીજા દાખલામાં ક્રિયાનો ભાવ ક્રિયાનાથ છે.

—:0:—

## કાળ.

૧૧૩. **કાળ:** જે વખતમાં ક્રિયા અથવા કામ અને તેને ક્રિયાપદના કાળ કહે છે.

૧૧૪. કાળ ત્રણ છે: **ભૂતકાળ, વર્ત્તમાનકાળ, ભવિષ્યકાળ.**

૧૧૫. **ભૂતકાળ:** જે ક્રિયા કે કામ ગયા વખતમાં બની ગયું હોય તેને ભૂતકાળ લાગે છે. તે ગયો; તેણે વાંચ્યું.

૧૧૬. **વર્ત્તમાનકાળ:** જે ક્રિયા ચાલતા વખતમાં બને છે તેને વર્ત્તમાનકાળ લાગે છે. તે કામ કરે છે, છોકરી આવે છે.

૧૧૭. **ભવિષ્યકાળ:** જે ક્રિયા આવતા વખતમાં બનવાની હોય તેને ભવિષ્યકાળ કહે છે. હું કાલે ગામ જઇશ, ઝાડ ઉપર હવે ફળ આવશે.

૧૧૮. વર્ત્તમાનકાળના ક્રિયાપદને છેડે નું, એ, ઉં, ય, છે, નથી આવે છે. ભૂતકાળના ક્રિયાપદને છેડે યો, ઇ, યું, યા, યાં આવે છે, અને ભવિષ્યકાળના ક્રિયાપદને છેડે શ, શે, શું શો, જે, જો આવે છે.

૧૧૯. વર્ત્તમાનકાળના ત્રણ પ્રકાર છે: **વર્ત્તમાનકાળ, અનિશ્ચિત વર્ત્તમાનકાળ અને વિધિવર્ત્તમાનકાળ.**

૧૨૦. વર્ત્તમાનકાળના દાખલા, વાંચું છું, વાંચીએ છીએ, વાંચે છે, વાંચો છો.

૧૨૧. અનિયમિતવર્ત્તમાનકાળના દાખલા, વાંચું, વાંચીએ, વાંચે, વાંચ, વાંચો.

૧૨૨. વિધ્યર્થવર્ત્તમાનકાળના દાખલા, વાંચવો, વાંચવા, વાંચવી, વાંચવું, વાંચવાં.

૧૨૩. ભૂતકાળના ત્રણ પ્રકાર છે: **ભૂત, અનિયમિતભૂત** અને **સંકેતભૂત.**

૧૨૪. ભૂતકાળના દાખલા, વાંચ્યો, વાંચ્યાં, વાંચી, વાંચ્યું, વાંચ્યાં.

૧૨૫. અનિયમિત ભૂતકાળના દાખલા, વાંચતો, વાંચતા, વાંચતી, વાંચતું. વાંચતાં.

૧૨૬. સંકેત ભૂતકાળના દાખલા, વાંચત.

૧૨૭. ભવિષ્યકાળના દાખલા, વાંચીશ, વાંચીશું, વાંચશું, વાંચશે, વાંચજે, વાંચશો, વાંચજો.

૧૨૮. નીચલા ક્રિયાપદ ભૂતકાળના છે:—ખાધું, પીધું, દીઠું, દીધું, કાઢ્યું, બેઠું, પેઠું, નાઠું, બીનું, સુતું.

— :0:—

## કૃદંત.

૧૨૯. **કૃદંત:** ક્રિયાપદના ધાતુને કાંઇ પ્રત્યય લાગીને જે જુદા જુદા શબ્દ થાય તેને કૃદંત કહે છે. કૃદંતમાં ક્રિયાપદનો પુરો અર્થ હોતો નથી.

૧૩૦. કૃદંતો ઘણી જાતનાં છે, તેમાં નીચલાં મુખ્ય છે:—**કૃદંત નામ, કૃદંત વિશેષણ, કૃદંત અવ્યય, વર્ત્તમાન કૃદંત, ભૂત-કૃદંત** અને **કર્તૃવાચક કૃદંત.**

૧૩૧. **કૃદંતનામ:** જે ધાતુને વા, વી, વું, વો, વાં પ્રત્યય લાગેલા હોય તો કૃદંત નામ જાણવું. જેમ સહવારના **વાંચવું** ઘણું સારું છે.

૧૩૨. **કૃદંત વિશેષણ:** જે ધાતુને લા, લી, લું, લો, લાં પ્રત્યય લાગેલા હોય તો કૃદંત વિશેષણ થાય છે; જેમ એ બાઈ **ભણેલી** હતી.

૧૩૩. **કૃદંતઅવ્યય:** જે ધાતુને ઇ અથવા ઈને પ્રત્યય લાગેલો હોય અને ક્રિયાપદ ભૂતકાળમાં હોય તો કૃદંત અવ્યય કરવું; જેમ તે ઘોડે **બેસી** આવ્યો; તે કામ **કરીને** ગયો.

૧૩૪. **વર્ત્તમાનકૃદંત:** જો ધાતુને તા, તી, તું, તો, તાં પ્રત્યય લાગેલા હોય તો વર્ત્તમાન કૃદંત થાય છે. જેમ, હું **ચાલતો** ગામ ગયો.

૧૩૫. **ભૂતકૃદંત:** જે ક્રિયાપદ ભૂતકાળમાં હોય અને તેને વિભક્તિનો પ્રત્યય લાગેલો હોય અથવા તેની પાસે શબ્દયોગી અવ્યય આવેલો હોય તો ભૂતકૃદંત થાય છે; જેમ, મારા **આવ્યા** પછી તે ગયો, વા **વાયાથી** નળીઉં ખસ્યું.

૧૩૬. કર્ત્તૃવાચક કૃદંતઃ વાંચનાર, વાંચનારી, વાંચનારું; કરનાર, કરનારી, કરનારો.

૧૩૭. જે કૃદંતમાં ક્રિયાપદના જેવો પૂરો અર્થ રહેલો હોય તો તેને કૃદંત ન કરતાં ક્રિયાપદજ કરવું. જેમ, તેઓ ઘણી લૂટ મેલવીને પાછા પોતાને વતન **જતા.** તમારે આ કામ **કરવું;** છોકરાં સહવારના ઉઠીને ઈશ્વરની રોજ પ્રાર્થના **કરતાં;** આપણા પાડોશીને દુઃખ ન દેવું; વધારે લાયક આદમી ક્યારે જાણવો.

—ooo—

## સહાયકારક ક્રિયાપદ.

૧૩૮. સહાયકારક ક્રિયાપદઃ નીચલા ક્રિયાપદ સહાયકારક કહેવાય છે:—છ, હો, નથી, જો, આવ, દે, લાગ, રહે, ચૂક, નાંખ

રાખ, જોઇએ, પડ, પાડ, દગ, વાળ, બેસ, લે, માંડ, કર, શક. એ ક્રિયાપદો બીજા ક્રિયાપદોની જોડે આવીને પહેલા ક્રિયાપદના અર્થમાં કે કાળમાં ફેર કરે છે. જેમ, થઇ જા, થઇ ચુકવું, ધોઇ નાંખ, જઇ પડ, થઇ શક્યું, માર્યો ગયો, કરવા માંડ્યું, એમાં બીજા ક્રિયાપદ સહાયકારક કહેવાય છે.

૧૩૯. નથી એ છનું અકર્ણ (ઉલટું) રૂપ છે. બધા પુરૂષ જાતિ અને વચનમાં એનું સરખું રૂપ રહે છે.

---:0:---

## સંયુક્ત ક્રિયાપદ.

૧૪૦. કૃદંત અને સહાયકારક ક્રિયાપદ સાથે આવવાને સંયુક્ત અથવા જોડાયલા ક્રિયાપદ થાય છે. જેમ, આવ્યું હતું; જ્યારે આવાં રૂપ આવેછે ત્યારે મીશ્રકાળ થાય છે. જેમ

| | |
|---|---|
| કરતો હોય-ક્રિત્વવર્ત્તમાન. | કરતો હશે વર્ત્તમાન ભવિષ્ય. |
| કરતો હોત-વર્તમાનભૂત. | કરેલું છે=વિશેષભુત વર્ત્તમાન. |
| કર્યો છે=ભૂતવર્ત્તમાન. | કરેલું હતું-વિશેષક્રિત્વભૂત. |
| કર્યો હતો=ક્રિત્વભૂત. | કરેલું હશે=વિશેષભૂત ભવિષ્ય. |
| કર્યું હશે=ભૂત ભવિષ્ય. | કરવાનો છે=ભવિષ્ય વાર્તમાન. |

---:0:---

## પ્રયોગ.

૧૪૧. ક્રિયાનાથ ઉપરથી ક્રિયાપદના પ્રયોગ માલમ પડે છે.

૧૪૨. પ્રયોગ ત્રણ છેઃ **કર્ત્તરિ, કર્મણિ** અને **ભાવે.**

૧૪૩. જ્યારે ક્રિયાનાથ કર્ત્તા હોય (એટલે ક્રિયાપદને કર્ત્તા પ્રમાણે જાતિ પુરૂષ અને વચન લાગે) ત્યારે ક્રિયાપદ **કર્ત્તરિ** પ્રયોગ કહેવાય છે.

૧૪૪. જ્યારે ક્રિયાનાથ કર્મ હોય (એટલે ક્રિયાપદને કર્મ પ્રમાણે જાતિ પુરૂષ અને વચન લાગે) ત્યારે **કર્મણિ** પ્રયોગ થાય છે.

૧૪૫. જ્યારે કર્ત્તા અથવા કર્મ બંને, ક્રિયાપદનો ક્રિયાનાથ ન થાય ત્યારે તેને **ભાવે** પ્રયોગનું ક્રિયાપદ કહે છે.

૧૪૬. **કર્ત્તરિ પ્રયોગ:** જ્યારે ક્રિયાપદ સકર્મક અથવા અકર્મક હોય અને તેનો કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય તો કર્ત્તરિ પ્રયોગ થાય છે. જેમ, કૃતબુદ્દિન ગાદીએ બેઠો; રાજા પૈસા આપે છે.

૧૪૭. **કર્મણિ પ્રયોગ:** જ્યારે ક્રિયાપદ સકર્મક હોય અને કર્ત્તા ત્રીજી અથવા પાંચમી વિભક્તિમાં હોય ત્યારે કર્મણિ પ્રયોગ જાણવો. જેમ તેણે પાઠ વાંચ્યો. મારાથી પાઠ વંચાયો.

૧૪૮. **ભાવે પ્રયોગ:** જ્યારે ક્રિયાપદ અકર્મક હોય અને કર્ત્તા ત્રીજી અથવા પાંચમી વિભક્તિમાં હોય ત્યારે ભાવે પ્રયોગ થાય છે. ભાવે પ્રયોગનું ક્રિયાપદ ત્રીજે પુરૂષ નાન્યતરજાતિ ને એકવચનમાં હોય છે. જેમ રણછોડે બેઠું; મારાથી બેસાયું.

૧૪૯. કર્તરિ પ્રયોગમાં કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય છે. કર્મણિ પ્રયોગમાં કર્ત્તા ત્રીજી અથવા પાંચમી વિભક્તિમાં હોય છે.

૧૫૦. કર્મણિ પ્રયોગમાં ક્રિયાપદ સકર્મક અને ઘણું કરીને ભૂતકાળમાં હોય છે

૧૫૧. નીચલા ક્રિયાપદ સકર્મક છે અને ભૂતકાળમાં છે તો પણ તેમનો કર્મણિ પ્રયોગ થતો નથી, પણ કર્તરિ પ્રયોગ થાય છે.—અડક્યો, ચૂક્યો, જમ્યો, પામ્યો, બોલ્યો, ભણ્યો, ભૂલ્યો, ભજ્યો, લાગ્યો, વળગ્યો, સમજ્યો, શીખ્યો.

૧૫૨. કર્મણિ પ્રયોગનો તથા કર્તરિ પ્રયોગનો કર્મ હોય છે તેને કર્મને અર્થે પહેલી કહે છે, જો તે કર્મને **ને** પ્રત્યય લાગો હોય તો બીજી

કરવી. જેમકે તે કલમ ઘડે છે, તેણે કલમ ઘડી, તેણે સીપાઈને બોલાવ્યો, છોકરો પાઠ લખે છે. સકર્મક કૃદંત હોય છે તો તેનો કર્મ બીજીમાં આવે છે; જેમકે તે **કામ** કરીને ગયો.

૧૫૩. જે ક્રિયાપદનો ક્રિયાનાથ નામ હોય તો ક્રિયાપદ ત્રીજા પુરૂષમાં આવે છે.

૧૫૪. ક્રિયાપદનાં **રૂપાખ્યાન:** ધાતુને ભેદ, કાળ, પુરૂષ, અને જાતિના પ્રત્યય લાગ્યાથી જે જુદાં જુદાં રૂપ થાય છે તેને રૂપાખ્યાન કહે છે.

૧૫૫. છ ધાતુનાં રૂપાખ્યાન.

વર્ત્તમાન કાળ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ લો૦ પુરૂષ હું છું. | અમે છીએ. |
| ૨ જો૦ પુરૂષ તું છે. | તમે છો. |
| ૩ જો૦ પુરૂષ તે છે. | તેઓ છે. |

એ ક્રિયાપદનાં બીજાં રૂપ થતાં નથી.

૧૫૬. એ ઉપરથી વર્ત્તમાન કૃદંત છતી, છતું, છતો, છતાં.

—:0:—

## ૧૫૭. હો ધાતુનાં રૂપાખ્યાન.

વર્ત્તમાન કાળ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| **પે૦ પુ૦ હું હોઉં છું,** | અમે હોઈએ છીએ. |
| **બી૦ પુ૦ તું હોય છે.** | તમે હો છો. |
| **ત્રી૦ પુ૦ તે હોય છે.** | તેઓ હોય છે. |

અનિયમિત વર્તમાન કાળ.

| | |
|---|---|
| પે૦ પુ૦ હું હોઉં. | અમે હોઈએ. |
| બી૦ પુ૦ તું હોય | તમે હો. |
| ત્રી૦ પુ૦ તે હોય | તેઓ હોય |

નિત્યવર્તમાન કાળ.

| | |
|---|---|
| નરજાતિ હોતો. | હોતા. |
| નારીજાતિ હોતી. | હોતી. |
| નાન્યતર જાતિ હોતું. | હોતાં. |

ભૂતકાળ

| | |
|---|---|
| નરજાતિ હતો. | હતા |
| નારીજાતિ હતી. | હતી |
| નાન્યતરજાતિ હતું. | હતાં. |

અનિયમિત ભૂતકાળ નથી.

સંકેત ભૂતકાળ

એકવચન અને બહુવચન પે૦ પુ૦, બી૦ પુ૦, ત્રી૦ પુ૦, હોત.

ભવિષ્ય કાળ.

| એકવચન. | બહુવચન, |
|---|---|
| પે૦ પુ૦ હું હોઈશ, હઈશ. | અમે હોઈશું, હઈશું. |
| બી૦ પુ૦ તું હોશે, હશે, હોઈશ. | તમે હોશો, હશો, હોજો. |
| ત્રી૦ પુ૦ તે હોશે, હશે, હોજે. | તેઓ હોશે, હશે, હોજો. |

કૃદંત: હોવો, હોવી, હોવું, હોનાર, હોઈને, હોતાં.

૧૫૮. સકર્મક ક્રિયાપદ લખ ધાતુના રૂપાખ્યાન (મૂળભેદ)

વર્તમાન કાળ.

| એકવચન | બહુવચન |
| --- | --- |
| પે૦ પુ૦ હું લખું છું. | અમે લખીએ છીએ. |
| બી૦ પુ૦ તું લખે છે. | તમે લખો છો. |
| ત્રી૦ પુ૦ તે લખે છે. | તેઓ લખે છે. |

અનિયમિત વર્તમાન કાળ.

| | |
| --- | --- |
| પે૦ પુ૦ હું લખું. | અમે લખીએ. |
| બી૦ પુ૦ તું લખે, લખ. | તમે લખો. |
| ત્રી૦ પુ૦ તે લખે. | તેઓ લખે. |

વિધિવર્તમાન કાળ.

| | | |
| --- | --- | --- |
| નરજાતિ | લખવો. | લખવા. |
| નારીજાતિ | લખવી. | લખવી. |
| નાન્યતરજાતિ | લખવું. | લખવાં. |

| એકવચન. | ભૂત કાળ. | બહુવચન. |
| --- | --- | --- |
| નરજાતિ | લખ્યો. | લખ્યા. |
| નારીજાતિ | લખી. | લખી. |
| નાન્યતરજાતિ | લખ્યું | લખ્યાં. |

અનિયમિત ભૂત કાળ.

| | | |
| --- | --- | --- |
| નરજાતિ | લખતો. | લખતા. |
| નારીજાતિ | લખતી. | લખતી. |
| નાન્યતરજાતિ | લખતું. | લખતાં. |

સંકેત ભૂત કાળ.

**પ૦, બી૦, ત્રી૦ પુ૦ લખાત.**

ભવિષ્ય કાળ.

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| પ૦ પુ૦ હું લખાઈશ. | અમે લખાઈશું, લખાશું. |
| બી૦ પુ૦ તું લખાઈશ, લખાશે, લખાજે. | તમે લખાશો, લખાજો. |
| ત્રી૦ પુ૦ તે લખાશે. | તેઓ લખાશે |

કૃદંત. લખાતો. લખાયો, લખાનાર, લખાતા. લખાએલો, લખાઈ, લખાઈને

સત ભેદ. (વર્તમાન કાળ)

| | |
| --- | --- |
| પ૦ પુ૦ હું લખાઉં છું. | અમે લખાઈએ છીએ. |
| બી૦ પુ૦ તું લખાય છે. | તમે લખાઓ છો. |
| ત્રી૦ પુ૦ તે લખાય છે. | તેઓ લખાય છે. |

અનિયમિત વર્તમાન કાળ.

| | |
| --- | --- |
| પ૦ પુ૦ હું લખાઉં | અમે લખાઈએ. |
| બી૦ પુ૦ તું લખાય. | તમે લખાઓ. |
| ત્રી૦ પુ૦ તે લખાય. | તેઓ લખાય. |

વિધિવર્તમાન કાળ.

| | |
| --- | --- |
| નરજાતિ લખાવો. | લખાવા. |
| નારીજાતિ લખાવી. | લખાવી. |
| નાન્યતરજાતિ લખાવું. | લખાવાં. |

ભૂત કાળ.

| | |
| --- | --- |
| નરજાતિ લખાયો. | લખાયા. |
| નારીજાતિ લખાઈ. | લખાઈ. |
| નાન્યાતરજાતિ લખાયું. | લખાયાં. |

અનિયમિતભૂત કાળ.

| | |
|---|---|
| નરજાતિ લખાતો. | લખાતા. |
| નારીજાતિ લખાતી. | લખાતી. |
| નાન્યતરજાતિ લખાતું | લખાતાં. |

સંકેતભૂતકાળ (એક વ૦ બહુ વ૦)

પે૦ બી૦ ત્રી૦ પુરૂ૦ લખાત.

ભવિષ્ય કાળ.

| એક વચન. | બહુવચન. |
|---|---|
| પે૦ પુ૦ હું લખાઇશ. | અમે લખાઇશું. |
| બી૦ પુ૦ તું લખાઇશ. | તમે લખાશો, લખાઓ. |
| ત્રી૦ પુ૦ તે લખાશે. | તેઓ લખાશે. |

કૃદંતઃ લખાવો, લખાયો, લખાતો. લખાએલો, લખાનાર. લખાઇ લખાઇને.

૧૫૯. અકર્મક ક્રિયાપદ **આવ** ધાતુનાં રૂપાખ્યાન.

મૂળભેદ (વર્તમાન કાળ.)

| | |
|---|---|
| પે૦ પુ૦ હું આવું છું. | અમે આવીએ છીએ. |
| બી૦ પુ૦ તું આવે છે. | તમે આવો છો. |
| ત્રી૦ પુ૦ તે આવે છે. | તેઓ આવે છે. |

અનિયમિત વર્ત્તમાન કાળ.

| | |
|---|---|
| પે૦ પુ૦ હું આવું. | અમે આવીએ. |
| બી૦ પુ૦ તું આવે, આવ. | તમે આવો. |
| ત્રી૦ પુ૦ તે આવે. | તેઓ આવે. |

વિધિવર્ત્તમાન કાળ.

| | |
|---|---|
| નરજાતિ આવવો. | આવવા. |
| નારીજાતિ આવવી. | આવવી. |
| નાન્યતરજાતિ આવવું. | આવવાં. |

ભૂત કાળ.

નરજાતિ આવ્યો. આવ્યા.
નારીજાતિ આવી. આવી.
નાન્યતરજાતિ આવ્યું. આવ્યાં.

અનિયમિત ભૂત કાળ.

નરજાતિ આવતો. આવતા.
નારીજાતિ આવતી. આવતી.
નાન્યતરજાતિ આવતું. આવતાં.

સંકેત ભૂતકાળ.

પે૦ બી૦ ત્રી૦ પુરૂપ આવત.

ભવિષ્યકાળ.

પે૦ પુ૦ હું આવીશ. અમે આવીશું, આવશું.
બી૦ પુ૦ તું આવીશ, આવશે, આવજે. તમે આવશો, આવજો.
ત્રી૦ પુ૦ તે આવશે. તેઓ આવશે.

કૃદંત: આવવો, આવ્યો, આવતો, આવેલો, આવનાર, આવી, આવીને.

સહ્યભેદ.

| | |
|---|---|
| વર્ત્તમાનકાળ | અવાય છે. |
| અનિયમિત વર્ત્તમાન કાળ | અવાય. |
| વિધિવર્ત્તમાન કાળ | અવાવું. |
| ભૂતકાળ | અવાયું, અવાએલું. |
| અનિયમિત ભૂતકાળ | અવાતું. |
| સંકેત ભૂતકાળ | અવાત. |
| ભવિષ્યકાળ | અવાશે. |

કૃદંત: અવાવો, અવાયો, અવાતો, અવાએલો, અવાનાર, અવાઇ, અવાઇને.

## અવ્યય.

૧૫૦. **અવ્યય:** જે શબ્દનાં રૂપમાં કાંઇ ફેરફાર થતો નથી (એટલે તેને જાતિ, વિભક્તિ અને વચન લાગતું નથી) તે શબ્દ અવ્યય છે.

૧૫૧. કેટલાક શબ્દોનાં રૂપમાં ફેરફાર થાય છે તો પણ તેમને અવ્યયમાં ગણેલા છે. જેમ ધીમો, ધીમી, ધીમું, ધીમા, પાછળથી.

૧૫૨. અવ્યયના ચાર વર્ગ કર્યા છે: **ઉભયાન્વયી અવ્યય, કેવળપ્રયોગી અવ્યય, શબ્દયોગી અવ્યય,** અને **ક્રિયાવિશેષણ અવ્યય.**

૧૫૩. **ઉભયાન્વયી અવ્યય:** બે શબ્દ કે બે વાક્યને જોડે છે. જેમ, મેં મેહેનત કીધી **પણ** કાંઇ ફાયદો થયો નહીં; બે **ને** બે ચાર થાય; રણછોડ **અને** મગન આવ્યા છે.

૧૫૪. ઉભયાન્વયી અવ્યયના દાખલા: અથવા, અને, માટે, પણ, ને, નહીંતો, કેમકે, કદાચ, એટલે, અગરજો, કિંવા, કે, જે, તો, જો, અગર, પરંતુ, રખેને, તથા, તોપણ, કારણકે, સાંમુ, વાસ્તે, વળી, કેપી.

૧૫૫. **કેવળપ્રયોગી અવ્યય** જ્યારે મનમાંથી હરખ, શોક, નવાઇ, દુ:ખ, તિરસ્કાર અને આશ્ચર્યના શબ્દો એકદમ છૂટા બોલાય છે ત્યારે તે શબ્દોને કેવળપ્રયોગી અવ્યય કહે છે.

૧૫૬. કેવળપ્રયોગી અવ્યયના દાખલા: વાહા, અરે, ઓય, ઓયરે, રે, હાય, હાય હાય, ઓ, છુ, છી, વાહવાહ, ખરે, ખરેખર, ચુપ, પોઇસ, ભલે, સાબાશ, ધન્ય ધન્ય, વારૂ, બસબસ.

૧૫૭. **શબ્દયોગી અવ્યય:** જે અવ્યય શબ્દને જોડાયલા હોય છે અને ક્રિયાપદ સાથે સંબંધ રાખેછે તેને શબ્દયોગી અવ્યય કહે છે.

૧૬૮. **શબ્દયોગી** જે શબ્દને લાગેલો હોય તે શબ્દ અને શબ્દયોગીની વચ્ચે છઠ્ઠી વિભક્તિનો અથવા બીજી વિભક્તિનો પ્રત્યય લાગેલો હોય છે, અથવા તે પ્રત્યયનો લોપ હોય છે. જેમ તે પોતાના બાપની **સાથે** આવ્યો; ટેબલ **આગળ** ચોપડી પડેલી છે.

૧૬૯. શબ્દયોગી અવ્યયના દાખલા. અગાઉ, અગાડી અંદર, આગળ, આરપાર, આસપાસ ઉપર, ઉપરાંત. કને, ગમ, ગોઠે જોડે, તરફ, નીચે, પુઠે, પુઠળ, પાર, પાછળ, પાસે, પછી, પછવાડે, પેહેલાં, પૂર્વે, પેઠે, બાહાર, વાંસે, વચ્ચે, વતી, વિના, મધ્ય, માહે, મારફતે, સનમુખ, સામા, સામુ, સાથે, સિવાય, સુધ્ધાં, હેઠળ, હેઠે, કરતાં, વડે, વના, સહિત, સમીપ, (એમની આગળ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય આવે છે), અર્થે, કાજે, માટે, લીધે, વાસ્તે, કરીને, કારણે, બદલે, ત્યાં (એમની આગળ ને આવે છે.

૧૭૦. **ક્રિયાવિશેષણ અવ્યય:** જે અવ્યય વખત, ઠેકાણું, રીત, નકાર બતાવે અથવા જે શબ્દ ક્રિયાપદનો ગુણ બતલાવે છે તે શબ્દને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે.

૧૭૧. ક્રિયાવિશેષણ અવ્યયના દાખલા: (વખત બતાવનારા) હમણાં, અત્યારે, ક્યારે, જ્યારે, ત્યારે, તત્કાળ, પલકમાં, હવે, હમેશાં, આજ, કાલ, ઓણ, પોહોર, પરાર, હાલ, કદી, વળતી, હજી, તરત, પ્રથમ, અંતે, આખરે, તેવામાં, પછી, પૂર્વે, પેહેલાં, અગાઉ, અંતરે, સદા, રોજ, નિત્ય, જાણુ, નિરંતર, વારંવાર, ઘડીઘડી, દિનદિન, ક્વચિત. (ઠેકાણું બતાવનાર) ત્યાં, જ્યાં, ક્યાં, પાસે, નજીક, લગભગ, દૂર, આઘે, વેગળે, છેટે, પૂઠે, પાછળ, પછવાડે, ઉપર, ઉંચે, નીચે, હેઠળ, અધ્ધું, વચ્ચે, માહે, અંદર, હેઠ, પેહેલો, છેલ્લો. (રીત બતાવનારાં) આમ, એમ, જેમ. કેમ, તેમ, હલવે, ધીમે, (નકારબતાવનારા) ન, ના, નહી, નો, મા. (બીજા અવ્યય) થોડું, અલ્પ, ખુબ, લગરીક, થોડું ઘણું,

બહુ, અધિક, બરાબર, ભલું, ઠીક, ખરું, ઓછું, નક્કી, બેશક, ઘણું-
કરીને, તો, એ, પણ, બી, રવાને, પ્રગટ, ઉત્પન્ન, પેદા, કરીને, ધમધમ.

૧૭૨. જે શબ્દ (વિશેષણ) ક્રિયાપદનો અર્થ પૂરો કરે છે તે શબ્દ પણ ક્રિયાવિશેષણ છે. જેમ હવે વાત થોડીજ **બાકી** રહેલી છે; તેનો ખપ **બહુ** જાગે છે; તેને બદલે પૈસા **એકઠા** થશે; એમને સુધારી **સદ્ગુણી** ને **સુખી** કરીશ; તે **ગાંડો** થયો; હું **ઘણું** રમ્યો. (૨૦૨)

૧૭૩. કેટલાક શબ્દયોગી અવ્યયના દાખલા ક્રિયાવિશેષણ અવ્યયના દાખલામાં પણ આવે છે, પણ જો તે અવ્યયની આગળ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લાગે તો શબ્દયોગી અવ્યય કરવો; નહીં તો ક્રિયાવિશેષણ અવ્યય કરવો. જેમ વાડ **પાછળ** ચોર ઉભો છે (શબ્દયોગી) હમો **પાછળ** ગયા. (ક્રિયા° વિ૦)

૧૭૪. **પણ, તો, એ** એમનો અર્થ બી કે વળી થાય તો ક્રિયાવિશેષણ અવ્યય કરવું; જેમ આજ **પણ** ત્યાં તેની મુર્ત્તિ છે; એક જણ **તો** રૂપીઆની ભરેલી કોથળી લાવ્યો. લોટો**એ** ગયો ને દૂધ**એ** ગયું; ટળે તાપ પાપે (પાપએ) મળે જેથી મૂક્તિ.

૧૭૫. **પણ** (નામ) તેને હું જીતું તો ખરો એવું **પણ** લીધું. (ઉભયાન્વયી) તેણે બહુ બુમો પાડી **પણ** કોઇએ જવાબ દીધો નહીં.

૧૭૬. હું **બી** ગયો; કુતરો **એ** ગયો; આએ ચોપડી**જ** મને ગમેછે; આ કામ કરો **ની** (આમાં બી, એ, જ, ની, ક્રિયાવિશેષણ છે.)

૧૭૭. **માટેનો અર્થ** તેથી થાય તો ઉભયાન્વયી અવ્યય, અને **જ્યારે માટેનો અર્થ** સારૂ થાય તો શબ્દયોગી અવ્યય. જેમ, તે નાસી જાય **માટે** તેની ચોકી **માટે** એક ચોકીવાનને ઠેરાવ્યો. (પેહેલો માટે ઉભયાન્વયી અવ્યય, બીજો માટે શબ્યોગી અવ્યય.)

૧૭૮. **કરીને** જ્યારે કાંઇ કામ કરવાનો **અર્થ** બતાવે તો કૃદંત કરવું. તેણે સિંધ ઉપર હુમલો **કરીને** બધો મુલક જીતી લીધો.

**કરીને** નો અર્થ નામનું અથવા વતી થાય તો શબ્દયોગી અવ્યય. જેમ, કચ્છના રણુ આગળ પંચાસર **કરીને** એક નગર હતું; કલમે **કરીને** લખાયું.

૧૭૯. **કરતાં**નો અર્થ **થી** થાય અથવા બે ચીજનો મુકાબલો કરવાનો હોય ત્યારે શબ્દયોગી અવ્યય જેમ રણછોડ **કરતાં** ભગવાન મોટો છે.

**કરતાં**, વર્તમાન કૃદંત: તે પ્રમાણે **કરતાં** કેટલીકના જીવ ગયા છે.

**કરતાં** ક્રિયાપદ: તે છોકરાં સહવારમાં ઉઠીને રોજ બંદગી **કરતાં**.

૧૮૦. **જે** સંબંધી સર્વનામ, જેમ, **જે** કરો તે બરાબર કરજો.

**જે** ઉભયાન્વયી અવ્યય, જેમ લખવા કારણ એ **જે** (કે).

**શું** જ્યારે વાક્યમાં સંબંધ વગર વપરાયે ત્યારે કેવળપ્રયોગી, જેમ, શું! તમે આવું કરશો?

**વારૂં**, પ્રશ્નરૂપે વપરાય તો કેવળપ્રયોગી: જેમ, તમે વાંચશો, વારૂં!

બીજે ઠેકાણે **વારૂં** ક્રિયાવિશેષણ થાય છે; જેમ **વારૂં**, મને એક રૂપીઓ આપો.

૧૮૧. કર્તરિપ્રયોગનો કર્ત્તા પેહેલી વિભક્તિમાં આવે છે. અને કર્મણિપ્રયોગમાં કર્મ પેહેલી વિભક્તિમાં આવે છે. જેમ હું આવ્યો; મેં પૈસા આપ્યા.

૧૮૨. ગતિ, કાળ, પરિમાણ બતાવનારા શબ્દ અકર્મક ક્રિયાપદની સાથે આવે તો પેહેલી વિભક્તિમાં આવે છે. જેમ હું બે **ગાઉ** આવ્યો; તે **સુરત** ગયો; તે પાંચ **દિવસ** રહ્યો.

૧૮૩. આખું વાક્ય ક્રિયાપદનું કર્ત્તા હોય તો તેની વિભક્તિ પેહેલી થાય છે.

૧૮૪. કર્ત્તરિપ્રયોગનો તથા કર્મણિપ્રયોગનો કર્મ બીજી વિભક્તિમાં આવે છે; જેમ હું **ચોખા** રાંધું છું; તેણે પાઠ વાંચ્યો.

૧૮૫ કર્ત્તરિપ્રયોગમાં જે ક્રિયાપદને બે કર્મ લાગેછે તેમાં ઉપસ્થ કર્મ બીજી વિભક્તિમાં આવે છે; અને અનુંપસ્થ કર્મ ચોથીમાં આવે છે. જેમ, હું છોકરાને પૈસા આપુ છું. (છોકરાને અનુંપસ્થ અને પૈસા ઉપસ્થ કર્મ છે ) અને કર્મણિપ્રયોગમાં પણ ઉપસ્થ કર્મ બીજીમાં કે પેહેલીને અર્થે બીજી વિભક્તિમાં આવે છે.

૧૮૬. કર્મણિપ્રયોગનો અને ભાવે પ્રયોગનો કર્ત્તા ત્રીજી વિભક્તિમાં આવે છે. જેમ, **તેણે** કામ કર્યું; **તારે** બેસવું.

૧૮૭. જે શબ્દ હથિઆર બતાવે તેની ત્રીજી વિભક્તિ થાય છે. જેમ, મેં **લાકડીએ** તેને માર્યો. આપણે **કાને** સાંભળીએ છીએ; મેં **કલમે** લખ્યું.

૧૮૮. તે **ક્રોધે** ભરાયો; તે **કમોતે** મર્યો; તે **હંડીએ** માંદો પડ્યો. મેં આ **રીતે** કામ કર્યું; ૧૦ **રૂપીએ** મણ ઘી મળે છે; રણછોડ **નામે** એક છોકરો હતો, આ ધણી **અધીકારે** ન્યાયાધીશ છે; આ દાખલામાં ક્રોધે, કમોતે, હંડીએ, રીતે, રૂપીએ, નામે, અધીકારે, ત્રીજી વિભક્તિમાં છે.

૧૮૯. શબ્દયોગી **કરીને**ની સાથે ત્રીજી વિભક્તિ વપરાય છે; જેમ **તેણે** કરીને એવું થયું.

(જે નામને છેડે **ન** આવેલો હોય અને તેની બીજી કે ચોથી વિભક્તિ કરવી હોય તો તે **ન**ની આગળ **ને** મૂકવો; જેમ અલાઉદ્દીનને; પણ તેની ત્રીજી વિભક્તિ કરવી હોય તો તે **ન**ની ઉપર એક માત્ર કાઢવી; જેમ અલાઉદ્દીને, અને જો તેની છઠ્ઠી વિભક્તિ કરવી હોય તો તેની આગળ છઠ્ઠીનો પ્રત્યય મૂકવો, જેમ અલાઉદ્દીનનો)

૧૯૦. આપ, દે, કહે, મોકલ, ભણાવ, શીખવ, માર. વિગેરે ક્રિયાપદને બે કર્મ લાગે છે, એમાં જે અનુપસ્થ કર્મ હોય તે ચોથી વિભક્તિમાં આવે છે. જેમ હું **તને** વાત કહું છું; હું **છોકરાને** ભીખ આપું છું; તે **મને** પાઠ શીખવે છે.

૧૯૧. મને ભાસે છે, મને જણાય છે, મને દેખાય છે, મને ભુખ લાગે છે, રાજાને દયા હોવી જોઇએ; એમાં મને, રાજાને ચોથી વિભક્તિ છે; અથવા જે શબ્દને માટે, વાસ્તે, લીધે, કાજે અર્થે શબ્દયોગી અવ્યય લાગેલા હોય તો તેને ચોથી વિભક્તિ લાગે છે. કોઇ જગા કર્તાની ચોથી વિભક્તિ હોયછે.

૧૯૨. સ્થળ, સમય, કારણ બતાવવું હોય, અથવા બે ચીજને સરખાવતા હોઇએ તો પાંચમી વિભક્તિ આવે છે. કોઇ વખત ક્રિયા-પદનો કર્તા પણ પાંચમી વિભક્તિમાં આવે છે. જેમ મારાથી કામ કરાયું; મારાથી ખવાયું; તેઓ સુરતથી નીકળી ચુકા; તે તાવથી માંદો છે; દગાથી તે ફાવ્યો; મારાથી મારો ભાઇ નાનો છે.

૧૯૩. જે નામની સાથે શબ્દયોગી આવે તે નામની વિભક્તિ છઠ્ઠી થાય છે, જેમ છોકરા પાસે; વાડી આગળ, આવ્યા પછી.

૧૯૪. છઠ્ઠી વિભક્તિ જુદા જુદા સંબંધ બતાવવાના કામમાં આવે છે, જેમ, છોકરાંનાં માબાપ; મારું ઘર; શેઠનો ચાકર; નદીનું માછલું; ઘરની દીવાળ. લોઢાંની ખીલી, માણસનો ક્રોધ.

૧૯૫. સાતમી વિભક્તિ **એ** અથવા **માં** છે; જે નામને **એ** વિભક્તિ લાગેલી હોય અને તેનો અર્થ ઉપર, **પાસે**, **માં**, **આગળ**, થાય તો સાતમી વિભક્તિ કરવી, જેમ, મારે **હાથે** ફોલ્લો છે; તે **ખોળે** બેઠો; હું **ઘોડે** બેસી આવ્યો; તે **ઘરે** ગયો; તે **બંદીખાને** પડ્યો; તેને **માથે** એક લાલ છત્ર છે; **નદીએ** પૂર આવ્યું છે; વાંદરો **ઝાડે** ચઢ્યો. તે **વાડીએ** બેઠો; હું ચોથે **માળે** રહું છું.

૧૯૬. જ્યારે કોઇને નામ દઇ બોલાવતા હોઇએ ત્યારે સંબોધન વિભક્તિ વપરાય છે; જેમ **ઇશ્વર,** મારો બચાવ કર; **છોકરા,** થોડું પાણી લાવ; **ભાઇ,** કેમ રડે છે?

૧૯૭. **બીજું** સામાન્ય સર્વનામ થાય છે, જ્યારે તેનો અર્થ હરકોઇ બીજાને થાય છે. જેમ આ કલમ નઠારી છે બીજી આપ.

૧૯૮. પેટમાં દુખે છે; ભાઇઓને બનતું નથી: મને સુરતમાં ગમે છે; જાણે ગોટા સાહુકારજ તો; એમાં દુખે છે; બનતું નથી, જાણે અને ગમે છે, ભાવ કર્તૃક છે.

મારૂં પેટ દુખે છે; આ લાકડી મને ગમે છે; તે કામ મારાથી બનતું નથી; તે જાણે કે હું નિર્બળ છું. એમાં દુખે છે, ગમે છે, ને બનતું નથી, અકર્મક ક્રિયાપદ છે; અને જાણે સકર્મક ક્રિયાપદ છે.

૧૯૯. એકવચનનું નામ માનાર્થે વપરાય તો તે બહુ વચનમાં લેવું. જેમકે, શેઠ આવ્યા.

૨૦૦. જ્યારે આખા વાક્ય માટે **એ** દર્શક સર્વનામ મૂકવામાં આવે છે ત્યારે તે **એ** નાન્યતર જાતિ એકવચનમાં રહે છે; જેમકે તમે હમેશાં આળસુ રહો **એ** ઠીક નહીં; ગરીબોનો બચાવ કરવો **એ** સારૂં છે.

૨૦૧. એકએકને મદદ કરશે; એક બીજાથી જુદા બેશો; એ બેહુ **એક** કર્તા રૂપે આવેલા છે, અને એકને તથા બીજાથી અનુક્રમે ચોથી તથા પાંચમી વિભક્તિમાં છે.

૨૦૨. જ્યારે વિશેષણ ક્રિયાપદ જોડે આવીને ક્રિયાપદના અર્થમા વધારો કરે છે અને ક્રિયાનાથનો ગુણ બતલાવે છે ત્યારે તેને **ક્રિયાયોગીવિશેષણ** કહે છે; જેમકે તેનું દીલ **ખાટું** થયું; રૈયત **દુખી** થઇ; બાપાએ મને **સુખી** અને **સદગુણી** કર્યો; તે **નરમ** પડયો, ઘર **નવું** થયું; એનો મીત્ર **ગુનેગાર** ઠર્યો; રાજા **જખમી** થયો.

૨૦૩. હું રાજા થયો, એમાં હું કર્તા છે.

## સમાસ.

૨૦૪. બે કે વધારે શબ્દ સાથે મળવાથી એક શબ્દ બને છે તેને **સમાસ** કહેછે. જેમકે માબાપ, રાજપુત્ર, જળચર.

સમાસના પેહેલા શબ્દને **પૂર્વપદ** વચલા શબ્દને **મધ્યમપદ** અને છેલા શબ્દને **ઉત્તરપદ** કહેછે.

સમાસીક શબ્દમાં આવેલા શબ્દોને જુદા કરીને તેમનો અર્થ જણાવવો તેને **વિગ્રહ** કહેછે.

સમાસના નિચે પ્રમાણે ભેદ થાય છે:--**દ્વંદ્વ** સમાસ: એ સમાસમાં બધાં નામ એકજ વિભક્તિનાં હોયછે, જેમકે માબાપ, દાળભાત, સાચુંજુઠું.

**તત્પુરૂષ** સમાસ: આ સમાસમાં બે નામ આવે છે. પૂર્વપદમાં અને ઉત્તર પદમાં જે સંબંધ હોય છે તે અધ્યાહાર વિભક્તિથી જણાય છે- જેમકે ગ્રંથકર્ત્તા, મૂખમાર, જનરથ, ભુખપીડા, રાજપુત્ર, સ્વર્ગવાસ.

**કર્મધારય** સમાસ: આ સમાસમાં પૂર્વપદ વિશેષણ હોયછે; જેમકે- મહાદેવ, પરમાર્થ.

**દ્વિગુ** સમાસ: આ સમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોયછે; જેમકે ત્રીલોક, ચતુર્વેદ.

**મધ્યમ** પદલોપી: આ સમાસમાં મધ્યમ પદનો લોપ થાય છે (જતો રહેલો હોયછે) જેમકે આગગાડી, કાળીદાસ નાટક.

**અવ્યયી** ભાવ: આ સમાસમાં પૂર્વપદ અવ્યય હોયછે, જેમકે પ્રતિમાસ, સમક્ષ, અસંશય.

**બહુવ્રિહિ** સમાસ: આ સમાસમાં આખો સમાસ વિશેષણ રૂપે આવેછે; જેમકે વનેચર પશુ. ગોળાકાર પદાર્થ.

—:0:—

# વિરામ ચિન્હ.

૨૦૫. કોઈ વાક્ય બોલતાં આપણો મનનો અર્થ બરાબર જણાવવા માટે આપણે જૂદે જૂદે ઠેકાણે જૂદી જૂદી રીતે અટકીએ છીએ; એમ અટકવાને **વિરામ** કહે છે; લખેલી ભાષામાં કેટલેક ઠેકાણે અટકવાને જે ચિન્હ મૂકવામાં આવે છે તેને **વિરામ ચિન્હ** કહે છે.

૨૦૬. વિરામ ચિન્હ નીચે પ્રમાણે છે:

, અલ્પવિરામ (લઘુ વિરામ)
; અર્ધવિરામ (ગુરૂ વિરામ)
: ન્યૂન વિરામ.
. પૂર્ણ વિરામ (ટાંપ)
? પ્રશ્ન ચિન્હ.
! ઉદ્ગાર ચિન્હ (આશ્ચર્ય ટાંપ)
" " અવતરણ ચિન્હ
( ) [ ] કોસ
- સંયોગ ચિન્હ (લઘુરેખા)
-- ગુરૂ રેખા.

--੦॥੦--

## પદચ્છેદ કરતી વખત ધ્યાનમાં રાખવા જોગ નિયમો.

પદચ્છેદ એટલે વાક્યના જુદા જુદા શબ્દના વર્ગ, જાતિ, વિભક્તિ, વચન, ભેદ, કાળ વગેરે કહેવું, તથા તે શબ્દ એક બીજા સાથે શો સંબંધ રાખે છે તે દેખાડવું તેને પદચ્છેદ કહે છે.

શબ્દના વર્ગ સંપૂર્ણ રીતે ઓળખવા જોઇએ, કારણ કે શબ્દના વર્ગ જાણવા એ પદચ્છેદનો પાયો છે.

શબ્દનું પદચ્છેદ કરતી વખતે આખું વાક્ય વાંચીને તેનો શે-સંબંધ છે તે બરાબર ધ્યાનમાં લઈને પદચ્છેદ કરવું.

ક્રિયાનાથ જથ્થો બતાવે તો ક્રિયાપદ એકવચનમાં આવે છે. મહમૂદે પુષ્કળ પૈસા મેળવ્યો.

ક્રિયાનાથ એકવચનમાં હોય પણ માનને અર્થે વપરાયલો હોય તો ક્રિયાપદ બહુવચનમાં આવે છે. મેહેતાજી બેઠા. શેઠાણી આવ્યાં.

એકજ જાતિના બે કે વધારે નામ ક્રિયાનાથ હોય તો ક્રિયાપદ તેજ જાતિમાં બહુવચનમાં આવે છે. મેહેતાજીએ રંછોડને અને મણિલાલને માર્યા; મેહેતાજી અને લાલજી વર્ગમાં હાજર થયા.

જુદી જુદી જાતિનાં નામ ક્રિયાનાથ હોય તો ક્રિયાપદ અને વિશેષણ નાન્યતર જાતિ અને બહુવચનમાં આવે છે. તેનો દીકરો તથા દીકરી સારાં છે. તેના ભાઇ અને બેન શીખેલાં છે.

ક્રિયાનાથ બે કે વધારે નામ હોય અને તેમની વચ્ચે કે, અથવા, આવે તો ક્રિયાપદ છેલા નામની સાથે બધી વાતે સંબંધ રાખે છે. ભાઇ અથવા બેન આવી હોત તો સારૂં થાત.

નામનું વ્યાકરણ કરતાં તે કઈ જાતનું નામ. પછી જાતિ, વિભક્તિ અને વચન કહેવું.

સર્વનામનું વ્યાકરણ કરતાં કઇ જાતનું સર્વનામ, પછી જાતિ વિભક્તિ, અને વચન કહેવું.

વિશેષણનું વ્યાકરણ કરતાં તેના વિશેષ્ય પ્રમાણે જાતિ, વિભક્તિ અને વચન કહેવું.

ક્રિયાપદનું વ્યાકરણ કરતાં સકર્મક કે અકર્મક ક્રિયાપદ, પછી ધાતુ, ભેદ, કાળ, પુરૂષ, જાતિ, વચન, કર્ત્તા, કર્મ હોય તો કર્મ અને પ્રયોગ કહેવો.

—:0:—

## પદચ્છેદ.

**(૧.) તારાથી શું થવાનું છે?**

તારાથી=બીજો પુરૂષ સર્વનામ સામાન્ય જાતિ પાંચમીનું એક વચન.

શું=પ્રશ્નાર્થક સર્વનામ નાન્યતર જાતિ પેહેલીનું એક વચન.

થવાનું=કૃદંત નામ.

છે=અકર્મક ક્રિયાપદ છ ધાતુ મૂળભેદ વર્ત્તમાનકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એક વચન, શું કર્ત્તા, કર્ત્તરિ પ્રયોગ.

**(૨.) તે હરીઆને સમજાઇ નહીં.**

તે=ત્રીજો પુરૂષ સર્વનામ નારી જાતિ બીજીને અર્થે પેહેલીનું એક વચન.

હરીઆને=વિશેષનામ નર જાતિ ચોથીનું એક વચન.

સમજાઇ=સકર્મક ક્રિયાપદ સમજ ધાતુ સાધ્યભેદ ભૂતકાળ ત્રીજો પુરૂષ નારીજાતિ એક વચન, હરીઆને કર્ત્તા, તે કર્મ, કર્મણિ પ્રયોગ. (ટેલર સાહેબનું નાનું વ્યાકરણ કલમ ૯૮)

**(૩.) આ બોલીએ હું તને રાખું છું.**

આ=દર્શક વિશેષણ નારી જાતિ ત્રીજીનું એક વચન.

બોલીએ=ભાવવાચક નામ નારી જાતિ ત્રીજીનું એક વચન.

હું=પેહેલો પુરૂષ સર્વનામ સામાન્ય જાતિ પેહેલીનું એક વચન.

તને=બીજો પુરૂષ સર્વનામ સામાન્ય જાતિ બીજીનું એક વચન.

રાખું છું=સકર્મક ક્રિયાપદ રાખ ધાતુ મૂળ ભેદ વર્ત્તમાનકાળ પેહેલો પુરૂષ સામાન્ય જાતિ એક વચન. હું કર્ત્તા, તને કર્મ, કર્ત્તરિ પ્રયોગ.

**(૪.) સારૂં થયું તમે આવ્યા તો.**

સારૂં=ક્રિયાવિશેષણ અવ્યય.

થયું=અકર્મક ક્રિયાપદ થા ધાતુ મૂળભેદ ભૂત કાળ ત્રીજે પુરૂષ નાન્યતર જાતિ એક વચન: થાનાર કર્તા કર્તરિ પ્રયોગ.

તમે=ગૌણ પુરૂષ સર્વનામ નરજાતિ પેહેલીનું બહુ વચન.

આવ્યા=અકર્મક ક્રિયાપદ આવ ધાતુ મૂળ ભેદ ભૂતકાળ ત્રીજે પુરૂષ નર જાતિ બહુ વચન. તમે કર્તા. કર્તરિ પ્રયોગ.

તો=ક્રિયાવિશેષણ અવ્યય.

**(૫) હું તને જવા દઈશ.**

હું=પહેલો પુરૂષ સર્વનામ, સામાન્ય જાતિ પેહેલીનું એક વચન.

તને=ગૌણ પુરૂષ સર્વનામ સામાન્ય જાતિ બીજીનું એક વચન.

જવા દઈશ-સકર્મક સંયુક્ત ક્રિયાપદ જા ધાતુ (જવા દે) મૂળ ભેદ ભવિષ્ય કાળ ત્રીજે પુરૂષ સામાન્ય જાતિ એકવચન; હું કર્તા તને કર્મ કર્તરિ પ્રયોગ.

**(૬) એણે દયામણું મોં કર્યું.**

એણે=દર્શક સર્વનામ સામાન્ય જાતિ ત્રીજીનું એકવચન

દયામણું=ગુણવાચક વિશેષણ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન.

મોં=સામાન્ય નામ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન.

કર્યું=સકર્મક ક્રિયાપદ કર ધાતુ મૂળ ભેદ ભૂતકાળ ત્રીજે પુરૂષ નાન્યતર જાતિ એકવચન એણે કર્તા મોં કર્મ કર્મણિ પ્રયોગ.

**(૭.) એ બંને જણ લડાઈને માર્યાં ગયાં.**

એ=દર્શક વિશેષણ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું બહુ વચન.

બંને=સંખ્યાવાચક વિશેષણ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું બહુ વચન.

જણુ=સામાન્ય નામ નાન્યતર જાતિ બીજી અર્થે પેહેલીનું બહુ વચન.

પકડાઇને=કૃદંત અવ્યય.

મારી ગયાં=સંયુક્ત સકર્મક ક્રિયાપદ માર ધાતુ મૂળ ભેદ ભૂતકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ બહુ વચન; તેથી અધ્યાહાર કર્તા જણ-કર્મ, કર્મણિ પ્રયોગ.

(૮.) તે આવી ઉભો.

તે=ત્રીજો પુરૂષ સર્વનામ નર જાતિ પેહેલીનું એક વચન.

આવીને=કૃદંત અવ્યય.

ઉભો=અકર્મક ક્રિયાપદ ઉભ ધાતુ મૂળ ભેદ ભૂતકાળ ત્રીજો પુરૂષ નરજાતિ એક વચન તે કર્તા, કર્તરિ પ્રયોગ.

(૯.) તે ઉભો થયો.

ઉભો=કૃદંત.

થયો=અકર્મક ક્રિયાપદ થા ધાતુ મૂળભેદ ભૂતકાળ ત્રીજો પુરૂષ નરજાતિ એક વચન; તે કર્તા, કર્તરિ પ્રયોગ.

(૧૦.) સાસુ અને વહુ રોજ ઘરમાં કજીયો કરતાં.

સાસુ=સામાન્ય નામ નારીજાતિ પેહેલીનું એક વચન.

રોજ=ક્રિયાવિશેષણ અવ્યય.

કજીયો=ભાવવાચક નામ નરજાતિ બીજીને અર્થે પેહેલીનું એક વચન.

કરતાં=સકર્મક ક્રિયાપદ કર ધાતુ મૂળભેદ અનિયમિત ભૂતકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ બહુ વચન; સાસુ તથા વહુ કર્તા કજીયો કર્મ કર્તરિ પ્રયોગ.

(૧૧.) તેમને બનતું નથી.

તેમને=ત્રીજો પુરૂષ સર્વનામ સામાન્ય જાતિ ચોથીનું બહુ વચન.

બનતું નથી=અકર્તૃક ક્રિયાપદ બન ધાતુ મૂળભેદ દ્વિત્વ વર્તમાન કાળ ત્રીજે પુરૂષ નાન્યતર જાતિ બહુ વચન.

**(૧૨.) તમે કોણ છો?**

તમે=બીજે પુરૂષ સર્વનામ સામાન્ય જાતિ પેહેલીનું બહુ વચન.

કોણ=પ્રશ્નાર્થક સર્વનામ સામાન્ય જાતિ પેહેલીનું બહુ વચન.

છો=અકર્મક ક્રિયાપદ છ ધાતુ મૂળભેદ વર્તમાન કાળ બીજે પુરૂષ સામાન્ય જાતિ બહુ વચન, તમે કર્તા, કર્ત્તરિ પ્રયોગ.

**(૧૩.) એશિઆ ખંડ ઘણો મોટો છે.**

એશિઆખંડ=વિશેષનામ નરજાતિ પેહેલીનું એકવચન.

ઘણો=ક્રિયાવિશેષણ અવ્યય.

મોટો=ગુણવાચક વિશેષણ નરજાતિ પેહેલીનું એકવચન.

છે=અકર્મક ક્રિયાપદ છ ધાતુ મૂળ ભેદ વર્તમાનકાળ ત્રીજે પુરૂષ નરજાતિ એકવચન; એશિઆખંડ કર્ત્તા, કર્ત્તરિ પ્રયોગ.

**(૧૪.) ઉપર કહેલા બધા ઉપાય ધ્યાનમાં રાખવા.**

ઉપર=ક્રિયાવિશેષણ અવ્યય.

કહેલા=કૃદંત વિશેષણ.

બધા=સામાન્ય વિશેષણ નરજાતિ બીજીને અર્થે પેહેલીનું બહુવચન.

ઉપાય=ભાવ વાચક નામ નરજાતિં બીજીને અર્થે પેહેલીનું બહુવચન.

ધ્યાનમાં=ભાવવાચક નામ નાન્યતર જાતિ સાતમીનું એકવચન.

રાખવા=સકર્મક ક્રિયાપદ રાખ ધાતુ મૂળ ભેદ વિધિવર્ત્તમાન કાળ ત્રીજે પુરૂષ નર જાતિ બહુવચન તમે અધ્યાહાર કર્ત્તા, ઉપાય કર્મ, કર્મણિ પ્રયોગ.

**(૧૫.) મોરારે કહ્યું, ભાઇ આજ તેં મને કાળના મોઢા-માંથી છોડ્યા બરાબર કર્યું છે; એ ટકું ન પકડાયું હોત, તો મારૂં મોતજ હતું.**

મોરારે=વિશેષનામ નરજાતિ ત્રીજીનું એકવચન.

કહ્યું-સકર્મક ક્રિયાપદ કહે ધાતુ મૂળ ભેદ ભૂત કાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એકવચન મોરારે કર્તા, ભાઇ—હતું કર્મ કર્મણિ પ્રયોગ.

ભાઇ-સામાન્ય નામ નરજાતિ સંબોધનનું એકવચન.

આજ=ક્રિયાવિશેષણ અવ્યય.

તેં=બીજો પુરૂષ સર્વનામ નરજાતિ ત્રીજીનું એકવચન.

મને=પેહેલા પુરૂષ સર્વનામ નરજાતિ બીજીનું એકવચન.

કાળના-ભાવવાચક નામ નરજાતિ છઠ્ઠીનું એકવચન.

મોઢામાંથી-સામાન્ય નામ નાન્યતર જાતિ સાતમી સાથે પાંચમીનું એકવચન.

છોડાવ્યા=ભૂત કૃદંત.

બરાબર=શબ્દયોગી અવ્યય.

કર્યું છે=સકર્મક ક્રિયાપદ કર ધાતુ મૂળભેદ ભૂતવર્તમાનકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એકવચન, તેં કર્ત્તા, કરવાનું કર્મ કર્મણિ પ્રયોગ.

એ=દર્શક વિશેષણ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન.

ટકું=સામાન્ય નામ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન

ન=ક્રિયાવિશેષણ અવ્યય.

પકડાયું હોત=સકર્મક ક્રિયાપદ પકડ ધાતુ સહ ભેદ ભૂત સંકેત ભૂતકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એકવચન. તારાથી અધ્યાહાર કર્ત્તા ટકું કર્મ, કર્મણિ પ્રયોગ.

તો=ઉભયાન્વયી અવ્યય.

મારૂ=પેહેલા પુરૂષ સર્વનામ નરજાતિ છઠ્ઠીનું એકવચન.
મોત-ભાવવાચક નામ નાન્યતરજાતિ પેહેલીનું એકવચન.
૨૪ ક્રિયાવિશેષણ અવ્યય.
હતું-અકર્મક ક્રિયાપદ હો ધાતુ મળમેદ ભૂતકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એકવચન. મોત કર્તા, કર્તરિ પ્રયોગ.

(૧૬.) **મારારને તેનો પાઠ માનવો પડયો.**

મારારને-વિશેષનામ નરજાતિ ચોથીનું એકવચન
તેનો-ત્રીજો પુરૂષ સર્વનામ નરજાતિ છઠ્ઠીનું એકવચન
પાઠ-ભાવવાચક નામ નરજાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન.
માનવો=કૃદંત નામ (અથવા)
માનવો પડયો સકર્મક ક્રિયાપદ માનવો પડ ધાતુ મળમેદ ભવિષ્ય ભૂતકાળ ત્રીજો પુરૂષ નરજાતિ એકવચન, મારારને કર્તા, પાઠ કર્મ, કર્મણિ પ્રયોગ (ટેલર સાહેબનું નાનું વ્યાકરણ કલમ ૯૮)

(૧૭) **તોફાન કરવું રાજારામને ગમે નહીં.**

તોફાન ભાવવાચક નામ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન.

કરવું-કૃદંત નામ.
રાજારામને-વિશેષ નામ નરજાતિ ચોથીનું એકવચન.
ગમે-અકર્મક ક્રિયાપદ ગમ ધાતુ મૂળભેદ અનિયમિત વર્તમાન કાળ ત્રીજો પુરૂષ નાન્યતરજાતિ એકવચન, તોફાન કરવું કર્તા કર્તરિ પ્રયોગ.
નહીં-ક્રિયાવિશેષણ અવ્યય.

(૧૮) **તેણે ચોખી ના કહી.**

તેણે=ત્રીજો પુરૂષ સર્વનામ સામાન્યજાતિ ત્રીજીનું એકવચન.
ચોખી-ગુણવાચક વિશેષણ નારીજાતિ. બીજીને અર્થે પહેલીનું એકવચન.

ના=ભાવવાચક નામ નારીજાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન.

કહી=સકર્મક ક્રિયાપદ કહે ધાતુ મૂળભેદ ભૂતકાળ ત્રીજો પુરૂષ નારીજાતિ એકવચન, તેણે કર્ત્તા, ના કર્મ, કર્મણિ પ્રયોગ.

(૧૯) **મને કશું એ કામ કરવું ન પડે.**

મને-પેહેલો પુરૂષ સર્વનામ સામાન્ય જાતિ ચોથીનું એકવચન.

કશું=સામાન્ય વિશેષણ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન.

એ-ક્રિયાવિશેષણ અવ્યય.

કામ=સામાન્ય નામ નાન્યતર જાતિ બીજીને અર્થે પેહેલીનું એકવચન.

કરવું=કૃદંત નામ.

ન=ક્રિયાવિશેષણ અવ્યય.

પડે=અકર્મક ક્રિયાપદ પડ ધાતુ મૂળભેદ અનિયમિત વર્તમાનકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એકવચન; કરવું કર્ત્તા, કર્ત્તરિ પ્રયોગ.

(૨૦) **હજારો વાહાણોને જવા જાણે એક મોટો ધોરી રસ્તો હોય.**

હજારો=સંખ્યા વાચક વિશેષણ નાન્યતરજાતિ ચોથીનું બહુવચન.

વાહાણોને=સામાન્ય નામ નાન્યતરજાતિ ચોથીનું બહુવચન.

જવા=કૃદંત નામ.

જાણે=સકર્મક ક્રિયાપદ જાણ ધાતુ મૂળભેદ અનિયમિત વર્તમાનકાળ ત્રીજો પુરૂષ સામાન્યજાતિ એકવચન કોઇ અધ્યાહાર કર્ત્તા, એક-હોય કર્મ, કર્ત્તરિ પ્રયોગ. અથવા (અકર્ત્તૃક ક્રિયાપદ).

એક=સંખ્યાવાચક વિશેષણ નરજાતિ પેહેલીનું એકવચન.

મોટો=ગુણવાચક વિશેષણ નર જાતિ પેહેલીનું એક વચન.

ધોરી=ગુણવાચક વિશેષણ નરજાતિ પેહેલીનું એક વચન.

રસ્તો=સામાન્ય નામ નર જાતિ પેહેલીનું એક વચન.

હોય=અકર્મક ક્રિયાપદ હો ધાતુ મૂળ ભેદ અનિયમિત વર્તમાન કાળ ત્રીજો પુરૂષ નર જાતિ એકવચન. રસ્તો કર્ત્તા કર્ત્તરિ પ્રયોગ.

(૨૧.) **સારૂં થયું તમે આવ્યા તો.**

સારૂં=ક્રિયાવિશેષણ અવ્યય.

થયું=અકર્મક ક્રિયાપદ થા ધાતુ મૂળભેદ ભૂતકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એક વચન. થનાર અધ્યાહાર કર્ત્તા કર્ત્તરિ પ્રયોગ.

તમે=બીજો પુરૂષ સર્વનામ નર જાતિ પેહેલીનું બહુ વચન.

આવ્યા=અકર્મક ક્રિયાપદ આવ ધાતુ મૂળભેદ ભૂતકાળ બીજો પુરૂષ નરજાતિ બહુ વચન. તમે કર્ત્તા કર્ત્તરિ પ્રયોગ.

તો=ક્રીયાવિશેષણ અવ્યય.

(૨૨.) **ઇ૦ સ૦ ૧૩૯૮ માં તેમુરે દિલી શેહેર ઉજડ કર્યું.**

ઇ૦ સ૦=સામાન્ય નામ નરજાતિ સાતમીનું એક વચન.

૧૩૯૮=સંખ્યાઅનુક્રમ વિશેષણ નર જાતિ સાતમીનું એક વચન.

તૈમુરે=વિશેષ નામ નર જાતિ ત્રીજીનું એક વચન.

દિલી શેહેર=વિશેષ નામ નાન્યતર જાતિ બીજી અર્થે પેહેલીનું એક વચન.

ઉજડ=ક્રિયાવિશેષણ અવ્યય.

કર્યું=સકર્મક ક્રિયાપદ કર ધાતુ મૂળભેદ ભૂતકાળ ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એક વચન તૈમુરે કર્ત્તા, દિલી શેહેર કર્મ કર્મણિ પ્રયોગ.

(૨૩.) **મારે લાડુ જોઇએ.**

મારે=પેહેલો પુરૂષ સર્વનામ સામાન્ય જાતિ ચોથીનું એક વચન.

લાડુ=સામાન્ય નામ નર જાતિ પેહેલીનું એક વચન.

જોઇએ=અકર્મક ક્રિયાપદ જોઇએ ધાતુ મૂળભેદ અનિયમિત વર્ત્તમાનકાળ ત્રીજો પુરૂષ નર જાતિ એક વચન; લાડુ કર્ત્તા કર્ત્તરિ પ્રયોગ.

**સમાપ્ત.**

# નીચે લખેલી ચોપડીઓ નીચલે ઠેકાણેથી મળશે.

---

**વ્યાકરણ,** ગુજરાતી ચોથા ધોરણને માટે (ત્રીજી આવૃતી, વધારા તથા સુધારા સાથે) **કીંમત બે આના.**

**અંકગણિત,** ગુજરાતી બીજા, ત્રીજા, તથા ચોથા ધોરણને માટે (છઠી આવૃતી) **કીંમત સાડા ત્રણ આના.**

**કોટમાં:**—મી૦ જહાંગીર બેજનજી કરાણી.

નં૦ ૧૭ તથા ૧૮, પારસી બજાર સ્ટ્રીટ.

મી૦ શાપુરજી ફરામજી માદન, નં૦ ૧૯ બજાર ગેટ.

મી૦ એમ. મીસ્ત્રીની કું૦, બોરા બજાર સ્ટ્રીટ.

**ધોબી તળાવ:**—મી૦ એરચશાહ કરાણીની કું૦.

**કાલબાદેવી:**—મી૦ શેહરીઆરજી હોરમજી.

---